॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ ॥







ૐ

અથર્વવેદ આધારીત

## સનાતન સત્પંથ

# વારિયજ્ઞ વિધિ

(પૂજાના મંત્રો)







કલિયુગ પ્રમાણ = ૪,૩૨,૦૦૦ વર્ષ
અવતાર કાર્ય = ૪,૩૨,૦૦૦ વર્ષ
પ્રાધાન્યભૂત વેદ = અથર્વવેદ
કલિયુગમાં પ્રધાનપદે = શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન

॥ ॐ श्री निष्कलंकी नारायणाय प्रसन्नोस्तु ॥









हनिष्यति कलेरन्ते म्लेच्छो तुरंगवाहनः।
धर्मसंस्थापनार्थाय तस्मैकल्क्यात्मने नमः॥

पंचरत्न गीता-१०

ભાવાર્થ : ધર્મની થયેલી હાનિ પછી ધર્મની પુનઃ સ્થાપના માટે કલિયુગને અંતે અશ્વારૂઢ થઈને જે અવતાર ધારણ કરશે તે શ્રી નિષ્કલંકી (કલ્કિ) ભગવાનને હું નમસ્કાર કરું છું.

# "ओम - दर्शन"




**त्रय : सुपर्णास्त्रिवृता यदायन्नैकाक्षरमभि संभूय शुक्ताः।**
**प्रत्यौहन्मृत्युममृतेन साकमन्तर्दधाना दुरितानि विश्वा॥**

(अथर्ववेद : कांड-५, सू.-२८, मं-८).

जब समर्थ तीन सुवर्ण तिहरे होकर एक अक्षर में सब प्रकार मिलकर रह रहे हैं। वे अमृत के साथ सब अनिष्टों को मिटाकर मृत्यु को दूर करते है।

तीन बडी शक्तियां है जो एक अक्षर (ॐ) में रहती है। उस अमृत से सब अनिष्ट दूर होते है और मृत्यु का भी भय नहीं रहता है। एक अक्षर "ओम्" में अ-उ-म्-रूपी तीन महा शक्तियाँ निहित है। ये अकार, उकार व मकार रूपी तीन शक्तियाँ है, जो तीन अक्षर यज्ञोपीवत के तीन सूत्र समभ्तने चाहिए। इन तीनों के संयोग से ओंकार रूपी महानाद उत्पन्न होता है। ये तीन अक्षर-तीन अवस्थाए जाग्रत, स्वप्न व सुषुप्ति के प्रतीक है । जो मानव जीवन में व्याप्त है। ओम्कार नाद से आनन्द की अनुभूति करनी चाहिए और मन की एकाग्रता बढ़ानी चाहिए। स्थिर बुद्धि से कीये गये पुरुषार्थ अनिष्ट से बचातें है और मृत्यु भय नहीं होने देते है।

# मातरः सर्वभूतानां गावः सर्वसुखप्रदाः।




**एतद्वं वै विश्वरूपम् सर्वेरूपं गोरूपं ॥२५॥** (अथर्व. : कांड.-९, सू.,-१२, मं.-२५)

**अर्थ :** (एतत् वै गोरूपं) यह निःसन्देह गौ का रूप है, यही (विश्वरूपं सर्वरूपं) गौ का विश्व रूप और सर्व रूप है॥ ॥२५॥

**वशा धौर्वशा पृथिवी वशा विष्णुः प्रजापतिः ।**
**वशाया दुग्धमपिबन्त्साध्या वसवश्च ये ॥३०॥** (अथर्व. : कांड.-१०, सू.-१०, मं.-३०)

**अर्थ :** (वशा धौः) वशा धौ है, (वशा पृथिवी) वशा ही पृथिवी है, (वशा प्रजापति विष्णुः) वशा ही प्रजापालक विष्णु है। (ये साध्याः वसवः च) जो साध्य और वसु है, वे - (वशायाः दुग्ध अपिबन्) वशा गौका दूध पीते हैं ॥३०॥

**वशाया दुग्धं पीत्वा साध्या वसवश्च ये ।**
**ते वै ब्रध्नस्य विष्टपि पयो अस्या उपासते ॥३१॥** (अथर्व. : कांड.-१०, सू.-१०, मं.-३१)

**अर्थ :** (ये साध्याः वसवः च) जो साध्य और वसु है वे (वशायाः दुग्धं पीत्वा) वशा गौका दुध पीकर पश्चात् (ते वै ब्रध्नस्य विष्टपि) वे स्वर्ग के स्थान में (अस्याः पयः उपासते) विष्णुः इसके दूधकी प्राप्ति करते है ॥३१॥

ॐ

ॐ શાંતિ... શાંતિ... શાંતિ...

કર્તાયુગેશ્રી મ.ક.વ.શ્રી નરસિંહ સત્ પંથ ધર્મ ઋગ્વેદે પ્રવર્તતે. 

ત્રેતા યુગે શ્રી વા.પ.શ્રી.રામ સત્ પંથ ધર્મ યજૂર્વેદે પ્રવર્તતે. 

ધ્વાપર યુગે શ્રી કૃષ્ણ, બુધ્ધ સત્ પંથ ધર્મ સામવેદે પ્રવર્તતે. 

કલિયુગે શ્રી નિષ્કલંકી નારાયણ નમઃ સત્પંથ ધર્મ અથર્વવેદે પ્રવર્તતે. 

શ્રી આદ્યશક્તિ

त्रि देव ज्योति दर्शन

તેત્રીસ કોટી દેવતાઓ

" શ્રી નિષ્કલંકી નારાયણ નું આસન "

महा यज्ञ पूजार्थे अथर्ववेदी मोक्षतम

जांबुद्विपे कुवारीका क्षेत्रे

પૂજાની ગાદી

सत्यमेव जयते

ઘટ પાટ

શ્રી૧ 卐 શ્રી૧૦૮

# भगवान विष्णु के दशावतार


मत्स्य अवतार


कुर्मा अवतार


वराह अवतार


नरसिंह अवतार


वामन अवतार


परशुराम अवतार


राम अवतार


कृष्ण अवतार


बृद्ध अवतार


कल्कि अवतार

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽत्मानं सृजाम्यहम् ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ ॥

અથર્વવેદ આધારીત

## સનાતન સત્‌પંથ

# વારિયજ્ઞ વિધિ

(પૂજાના મંત્રો)





● પ્રકાશક ●

શ્રી સત્‌પંથ પ્રકાશન સમિતિ

તીર્થધામ - પ્રેરણાપીઠ, અમદાવાદ-૩૮૨૪૨૫

ૐ ૐ

પ્રકાશક : **સત્પંથ પ્રકાશન સમિતિ**
તીર્થધામ, પ્રેરણાપીઠ,
તા. દસક્રોઈ, જી. અમદાવાદ-૩૮૨૪૨૫



| | | | |
|---|---|---|---|
| પ્રથમ આવૃત્તિ | : ઈ.સ. ૧૯૯૧, સં. ૨૦૪૭ | પ્રત | : ૨૦૦૦ |
| બીજી આવૃત્તિ | : માર્ચ - ૧૯૯૪, સં. ૨૦૫૧ | પ્રત | : ૨૦૦૦ |
| ત્રીજી આવૃત્તિ | : જૂન - ૧૯૯૮, સં. ૨૦૫૪ | પ્રત | : ૧૦૦૦ |
| ચોથી આવૃત્તિ | : ઓક્ટોબર - ૨૦૦૧, સં. ૨૦૫૭ | પ્રત | : ૧૫૦૦ |
| પાંચમી આવૃત્તિ | : માર્ચ - ૨૦૦૬, સં. ૨૦૬૨ | પ્રત | : ૧૫૦૦ |
| છઠ્ઠી આવૃત્તિ | : માર્ચ - ૨૦૧૦, સં. ૨૦૬૬ | પ્રત | : ૧૦૦૦ |
| સાતમી આવૃત્તિ | : ઓક્ટોબર - ૨૦૧૨, સં. ૨૦૬૮ | પ્રત | : ૨૦૦૦ |
| આઠમી આવૃત્તિ | : સપ્ટેમ્બર - ૨૦૨૩, સં. ૨૦૭૯ | પ્રત | : ૧૨૦૦ |

મૂલ્ય :

મુદ્રક :

---

# અનુક્રમણિકા





અનુ.નંબર પાના નંબર

ૐ ૐ

અનુ.નંબર પાના નંબર



• • •

# પ.પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી જ્ઞાનેશ્વરદેવાચાર્યજી મહારાજના શુભ આશીર્વાદ



**પ.પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી જ્ઞાનેશ્વરદેવાચાર્યજી મહારાજ**

સુજ્ઞ સત્‌પંથી અનુયાયી ભક્તજનો.....

ઈષ્ટદેવ શ્રી નિષ્કલંકી નારાયણ મહાપ્રભુજી એવં સદ્‌ગુરુશ્રી મહારાજની કૃપાથી એવી સદ્‌પ્રેરણા થઈ કે આપણા સત્‌પંથ ધર્મના આ ઉત્કૃષ્ટ ''સત્‌પંથ વારિયજ્ઞ'' મહાપૂજાના ધર્મગ્રંથને વર્તમાન સમય સંજોગને અનુરૂપ પ્રકાશિત કરીએ. કઠિન પરિશ્રમ કરી અનુયાયીગણના સહયોગથી સૌના વિચારને અનુરૂપ લાગે તેવો આ ''સત્‌પંથ વારિયજ્ઞ'' મહાપૂજા ગ્રંથ વર્તમાન સમયે તૈયાર કરી મુમુક્ષુ આત્મિય ભક્તજનો સમક્ષ મૂક્તાં આનંદસહ હર્ષની લાગણીઓ અનુભવીએ છીએ.

આ ''સત્‌પંથ યજ્ઞવિધિ'' ધર્મગ્રંથ તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં સત્‌પંથ પ્રકાશન સમિતિની સાથે સાથે સંતો-મહંતો તેમજ અન્ય નામી-અનામી મહાનુભાવોએ પ્રત્યક્ષ-પરોક્ષ અમૂલ્ય સહયોગ આપ્યો છે, તે સૌને હું ખરા અંતઃકરણપૂર્વક આશીર્વાદ પાઠવું છું, સૌનો સહૃદય આભાર માનું છું. આ પાવન ગ્રંથની પવિત્રતા જળવાય તે હેતુસર આ ધર્મગ્રંથને સૂતક કે અસ્પૃશ્ય અવસ્થામાં સ્પર્શ ન કરવો. આ પવિત્ર ધર્મગ્રંથને સ્વચ્છ ધવલ (સફેદ) અથવા કેશરી વસ્ત્રમાં લપેટી (બાંધી) હંમેશાં પૂજાના પવિત્ર સ્થાનમાં રાખવો. આ ધર્મગ્રંથની પવિત્રતા અને સન્માન ન જળવાય તો તે દોષપાત્ર ગણાય. આપણને જ્યારે આ અમૂલ્ય માનવ દેહ મળ્યો છે, ત્યારે આપણા આ સત્ત્વગુણી પાવન ધર્મગ્રંથના મંત્રો દ્વારા નિત્ય પૂજા-પ્રાર્થના તેમજ પ્રભુ વંદના કરી અમૂલ્ય મનુષ્ય જીવનને મુક્તપદગામી બનાવીએ તેવા સૌને હૃદયપૂર્વક શુભકામનાસહ આશીર્વાદ.

**: આપનો સહૃદયી :**

**પ.પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્ય શ્રી જ્ઞાનેશ્વરદેવાચાર્યજી મહારાજ**

**પ્રેરણાપીઠાધિશ્વરશ્રી : તીર્થધામ-પ્રેરણાપીઠ,**

**તા. દસક્રોઈ, જી. અમદાવાદ.**

ॐ ॐ



वक्रतुंड महाकाय । सूर्यकोटी समप्रभ ।
निर्विघ्नं कुरु मे देव । सर्व कार्येषु सर्वदा ॥



श्री रामचरण द्वंद्वं भजंतं सेवकं कपिं ।
आवाहयामि सुभगं हनुमंतं महाबलं ॥
मनोजवं मारुततुल्य वेगं जीतेंद्रियं बुद्धिमतां वरिष्ठ ।
वातात्मजं वानर जुथ मुख्यं श्री राम दूतं शरणं प्रपद्यै ॥
पवनतनय संकट हरन, मंगल मूर्ति रूप ।
रामलखन सीता सहित, हृदय बसहुं सुर भूप ॥

# પ્રકાશકના બે બોલ

આપણા સત્પંથ વૈદિક ધર્મની ઘટ પાટ કળશપૂજા યજ્ઞવિધિ અથર્વવેદના આધારે આપણા ઈષ્ટ સદ્ગુરુ શ્રી મહારાજે નવ પ્રતિષ્ઠિત કરીને પ્રબોધી છે. આ યજ્ઞવિધિમાં તેત્રીસ કરોડ દેવોની સમુપસ્થિતિમાં ૐકારના પવિત્ર ઉચ્ચારણથી દરેક મંત્રની શરૂઆત થાય છે.

ચતુર્થ વેદ એવા અથર્વવેદના મંત્રોના વિધાન અનુસાર આ યજ્ઞ કોઈપણ વ્યક્તિ યજ્ઞના નીતિ-નિયમો અને વિવેક-મર્યાદા જાળવીને કરી શકે છે. વેદ વાણી નિત્ય નવીન છે. આજના ઝડપી વિજ્ઞાન યુગમાં તે એટલી જ પ્રસ્તુત છે જેટલી પ્રાચીન કાળમાં હતી. વેદ વાણી કદીએ જૂની થતી નથી, કારણ કે તેની વાણીમાં ત્રિકાલાબાધિત સત્યનું ઉચ્ચારણ છે.

ચાર વેદ શ્રી બ્રહ્માજીના ચારે મુખમાંથી પ્રગટ થયેલ વાણી છે. તે મનુષ્ય કૃત નથી. આથી વેદો અપૌરુષેય કહેવાયા છે. વેદો મૂળભૂત રીતે દેવ ભાષા સંસ્કૃતમાં રચાયેલા મહાગ્રંથો છે. વર્તમાન સમયમાં અલ્પ પ્રચારને કારણે, આવી દેવ ભાષાને ભણેલા-ગણેલા લોકો મૃત ભાષા કહે છે. વેદોની ભાષા સમજવી આમેય કઠિન છે અને તેમાંય આ તો સંસ્કૃત ! આથી સંસ્કૃતને મૃત ભાષા માનનાર એવા આપણે, વેદોનો અભ્યાસ કરવાનું બંધ કર્યું અને વેદાભ્યાસની લાયકાત ગુમાવી. આ અવનતિનું પરિણામ એ આવ્યું કે આપણી સાંસ્કૃતિક અસ્મિતાને ઉજાગર કરનારી આવી દેવ ભાષાને સમજવાની આપણા જનસાધારણના માનસમાં કોઈ બુદ્ધિ શક્તિ રહી નહિ.

આથી જ, અથર્વવેદ પ્રબોધિત સત્પંથની વારિયજ્ઞ-કળશપૂજા વિધિનો આ ગ્રંથ સર્વ જન-સરળતાથી સમજીને આચરણ કરી શકે તેવી શુદ્ધ ભાષામાં પ્રસિદ્ધ કરી રહ્યા છીએ. આપણે સૌ આ મહાપૂજા વિધિને સ્વીકારીએ જ.

વેદમાં પ્રારબ્ધવાદ અને દીનતાને સ્થાન નથી, પણ પ્રચંડ પુરુષાર્થનો ઉપદેશ છે. તેમાં દિવ્ય, તેજસ્વી જીવન-વિદ્યાનો બોધ છે. મનુષ્ય તેજસ્વી, પુરુષાર્થ ભર્યું જીવન જીવે અને ઈશ્વરના અનુગ્રહને લાયક બને એવી ઘોષણા વેદમાં છે. આથી જ યજ્ઞ વિધિના વેદ મંત્રોમાં તેજસ્વી વાણી દ્વારા દેવોનું યજ્ઞમાં આહ્‌વાન કરવામાં આવે છે. તેત્રીસ કરોડ દેવો આ યજ્ઞમાં અદશ્યપણે હાજર રહે છે.

અનાદિ-અનંત પરિબ્રહ્મ નારાયણની પૂજા માટેની, અથર્વવેદ પ્રમાણ સિદ્ધ અને પ્રતિષ્ઠિત એવી આ ઘટ-પાટની વારિયજ્ઞ કળશપૂજા વિધિમાં વેદ મંત્રોમાં અપાર શક્તિ ભરી છે. અથર્વવેદના ત્રીજા કાંડના આઠમા સૂક્તના છઠ્ઠા મંત્ર પ્રમાણે યજ્ઞ ક્રિયામાં આપણું શુદ્ધ મન જોડી દેવાથી, આપણે યજ્ઞમાં ઈશ-શક્તિની સાથે જોડાઈએ છીએ. વેદનાં પ્રમાણ અને અનુભવમાં શંકાને લેશ માત્ર સ્થાન નથી. વેદમાં શંકા હોવી તે આપણા અલ્પ, શૂદ્ર, અપૂર્ણ અને અપવિત્ર મનનું કારણ છે. અથર્વવેદનો સંદેશ છે કે -

**एको सत्‌विप्रा बहुधा वदन्ति ।**

વર્તમાન સમય સંજોગે એમ લાગ્યું કે, આપણા સત્‌પંથ સમાજમાં આવા સત્‌પંથ યજ્ઞવિધિ ગ્રંથની જરૂરીયાત છે, તેથી ઈષ્ટદેવ શ્રી કલ્કિ-નિષ્કલંકી નારાયણ મહાપ્રભુજી એવં સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજના કૃપા પ્રસાદ તેમજ પ.પૂ. જગદ્‌ગુરુ સત્‌પંથાચાર્યશ્રી જ્ઞાનેશ્વરદેવાચાર્યજીના આશીર્વાદથી યજ્ઞ વિધિનો આ ગ્રંથ તૈયાર કરવાનું શરૂ કર્યું. તેમાં અથર્વવેદના મૂળ મંત્રોનું સંશોધન અને તેના ભાવાર્થ સાથે સંપાદન કરવામાં આવ્યું છે.

આવાં કાર્યોમાં ઈશ્વરની કૃપા અનુભવ્યા પછી તેનો ભાર હૈયું ઝીલી શકતું નથી અને ગદ્‌ગદિત થઈ જાય છે. આપણા જેવા પામર મનુષ્યથી શું બને ? ઈશ-કૃપા વિના કશું શક્ય નથી.

આ ગ્રંથ તૈયાર કરનાર અલ્પ-મતિ, અશુદ્ધ-મતિ, અપવિત્રતાથી ભરેલા મનુષ્યો જ છે. આથી આ ગ્રંથમાં મુદ્રણ દોષો, અર્થ દોષો, શબ્દ દોષો, વિગત દોષો રહી જવા પામ્યા હશે જ. ઘણી કાળજી રાખવા છતાં ગ્રંથમાં ક્યાંક પણ કોઈ પણ પ્રકારની ક્ષતિઓ જણાય તો આપણો વિશાળ મનનો સત્‌પંથ સમાજ ઉદાર ભાવે તે ક્ષમા કરશે જ એવી અપેક્ષા રહે છે. વાચકગણ, આ ગ્રંથની ક્ષતિઓ તરફ ધ્યાન દોરશે તો, તેની બીજી આવૃત્તિ પ્રસંગે તે અતિ ઉપયોગી થઈ પડશે.

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં જે સંતો-મહંતો તેમજ નામી-અનામી ધર્મ પ્રેમી સજ્જનોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી છે, હૂંફ આપી છે તે સર્વનો ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ.

અંતમાં સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ એવં ઈષ્ટદેવ શ્રી કલ્કિ-નિષ્કલંકી નારાયણ મહાપ્રભુજી સર્વને સદ્‌બુદ્ધિ આપો અને આપણા વેદ ધર્મનો નવ ખંડમાં જયજયકાર હો એ જ અભ્યર્થના.

સર્વે ભક્તજનો બોલો

**ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ભગવાનની જય**

**: પ્રકાશક :**

**શ્રી સત્‌પંથ પ્રકાશન સમિતિ**
**તીર્થધામ, પ્રેરણાપીઠ,**
**તા. દસક્રોઈ, અમદાવાદ-૩૮૨૪૨૫**

# સત્પંથ સ્વરૂપ

## (૧) દૃઢ નિશ્ચય (૨) પ્રતિજ્ઞા (૩) નિયમ

**(૧) દૃઢ નિશ્ચય :** (૧) સત્ય (૨) પુરુષાર્થ (૩) પ્રેમ (૪) સમાનભાવ (૫) અહિંસા (૬) પરોપકાર (૭) ક્ષમા

**(ઉપરના તત્ત્વોનું પાલન દૃઢ નિશ્ચયથી કરવું.)**

(અ) **સત્ય :** બોલવા અને આચરણમાં હંમેશાં સત્ય અને નિષ્કપટ બુદ્ધિ અને મૃદુવાણીનું અવલંબન કરવું.

(આ) **પુરુષાર્થ : ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.**

(૧) **ધર્મ :** વેદોક્ત માર્ગનું પ્રેમથી આચરણ કરવું.

(૨) **અર્થ :** જાત મહેનત અને પ્રમાણિકતાથી ધન મેળવવું. આ સાત્ત્વિક સંપત્તિ કહેવાય, પણ અન્યાય, જુલમ કે ખોટા માર્ગે મેળવેલી સંપત્તિનો ઉપભોગ કરનાર માણસ હીન બને છે. તેથી ન્યાય અને નીતિના માર્ગેથી જ ધન મેળવવું.

(૩) **કામ :** વિષય સેવન કે ઈંદ્રિયોના ક્ષણિક ઉપયોગમાં સપડાઈ ન રહેવું. વાસનાઓ જીતી ઈંદ્રિયો ઉપર કાબૂ મેળવવો.

(૪) **મોક્ષ :** વેદ વિહિત મુક્તિ માર્ગની સાધના મુજબ વર્તન રાખી મુક્તિનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું. એમ કરવામાં આવશે તો જ માનવ જન્મ સાર્થક થશે, અન્યથા માનવ અને પશુમાં ફરક નહીં રહે.

(ઇ) **પ્રેમ :** કોઈના પ્રત્યે દ્વેષ, તિરસ્કાર કે અદેખાઈ ન રાખતાં, એકબીજા પ્રત્યે પ્રેમભાવથી રહેવું. દોષો તરફ ન જોતાં ગુણ ગ્રહણ કરી પ્રેમથી રહેવું.

(ઈ) **સમાન ભાવ :** આપણામાં અને બીજામાં રહેલો આત્મા એક જ છે, એવી આત્મૌપમ્ય બુદ્ધિ રાખવી. આપણે બધા એક ઈશ્વરનાં બાળકો છીએ. કોઈ નાનું મોટું નથી એ દૃષ્ટિથી બધા સાથે બંધુત્વ ભાવથી રહેવું.

(ઉ) **અહિંસા :** સત્‌પંથ માર્ગમાં અહિંસા એ એક મહાન તત્ત્વ છે. પશુ-પક્ષી કે અન્ય પ્રાણીને મારવાથી જ હિંસા થાય છે તેમ જ વાણીથી 'માર' ! એટલું કહેવાથી કે લાગણી દુભાવવાથી પણ હિંસા થાય છે. એથી નૈતિક અધઃપતન થાય છે.

(ઊ) **પરોપકાર :** સન્માર્ગે જનારા પ્રત્યેકને મદદ આપવા હંમેશાં તૈયાર રહેવું. શુદ્ધ

બુદ્ધિથી અને નિષ્કામભાવથી દુઃખીજનોની સેવા કરવી અને દરેકના કલ્યાણની ભાવના રાખવી તેમજ સત્પુરુષોની સેવા કરવી.

**(એ) ક્ષમા :** આપણને દુઃખ કે કષ્ટ આપનારને ક્ષમા આપવી એ આપણી ફરજ છે.

## (૨) પ્રતિજ્ઞા :

(અ) સત્‌પંથની દરેક પ્રતિજ્ઞાનું પાલન કરવું, સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે વ્યવહાર, કર્તવ્યપાલન અને ધર્મ કાર્યમાં કેવી રીતે આચરણ રાખવું તે સંબંધે કરેલા નિયમોનું પાલન કરવું.

**(આ) બાળકોને સત્‌પંથ ધર્મનું શિક્ષણ આપવું :** પોતાનાં સંતાનોને બાળપણથી જ સત્ય ધર્મનું શિક્ષણ આપવામાં આવશે તો જ સંસ્કૃતિ ટકશે.

**(ઈ) અંધશ્રદ્ધાનો ત્યાગ અને જ્ઞાન દૃષ્ટિનું અવલંબન :** અજ્ઞાન કે અંધશ્રદ્ધાથી રહેવામાં ખતરો છે. તેથી વેદ, ઉપનિષદો વગેરે સત્‌શાસ્ત્રો ઉપર તેમજ સદ્‌ગુરુના વચન ઉપર દૃઢ શ્રદ્ધા અને નિષ્ઠા રાખવી.

## (૩) નિયમ :

**(અ) શરીર શુદ્ધિ (આ) હૃદય શુદ્ધિ (ઇ) વ્રત (ઈ) ઉપાસના (ઉ) ધ્યેય**

**(અ) શરીર શુદ્ધિ :** લાઈસૂતક વૃદ્ધિ-જનન શૌચ : સ્ત્રી પ્રસૂતી થયા પછી સ્ત્રીએ તથા પરિવારે સવા મહિનો એટલે ૪૦ દિવસ અને ગોત્રજોએ ૧૧ દિવસ સુધી સૂતક પાળવું. મરણ સૂતકઃ મરણ પ્રસંગે પરિવારે (ગોત્રજોએ) ૭ દિવસ સુધી સૂતક પાળવું, પરિવારે સાતમે દિવસે સૂતક ઉતરાવવું, આઠમે દિવસે પૂજા કરવી, સૂતક ઉતરાવ્યા પછી દેવદર્શને જઈ શકાય. સૂતક ઉતરાવ્યા પછી ઘરને ધૂપ-દીપથી પવિત્ર કરાવવાં. રજસ્વલા-સ્ત્રીઓ ચાર દિવસ (બોતેર કલાક) સુધી કોઈને સ્પર્શ કરવો નહીં. પછી સાતમા દિવસે લાઈસૂતક ઉતરાવવું. સ્નાન શૌચાદિ બાબતોમાં શાસ્ત્ર મુજબ વર્તવું અને સદ્‌ગુરુના વચન મુજબ દિવ્ય ચરણામૃતથી તથા તીર્થમંત્રોપચારાદિથી શુદ્ધ થવું.

**(આ) હૃદય શુદ્ધિ :** અમલ (કેફી) પદાર્થો એટલે કે લસણ, ડુંગળી, હિંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, માંસ-મદિરા વગેરે નિષિદ્ધ વસ્તુઓનો ત્યાગ કરવો. કારણ કે આ પદાર્થોના સેવનથી માણસને નુકસાન થાય છે અને પ્રભુ ભજનથી પરાવૃત થવાય છે. વ્યાજ, સવાઈ વ્યાજ અને વ્યભિચારના ચિંતનથી પણ મનુષ્યને હીનતા આવે છે. માણસ આત્મ ચિંતનથી દૂર રહે છે અને આસુરી સંપત્તિ વધે

છે. આ મહાપાપથી મનુષ્યનું અધઃપતન થાય છે, તેથી વેદમાં નિષેધ કરેલ વસ્તુઓનો ત્યાગ કરી સાત્ત્વિક પદાર્થોનું સેવન કરવું. આથી હૃદય શુદ્ધિ થાય છે. મન પ્રભુ ભજનમાં તલ્લીન થાય છે. દૈવી સંપત્તિ વધે છે.

(ઇ) **વ્રત :** યુગ ધર્મ મુજબ દરેક મહિનાની સુદી બીજનું વ્રત કરવું, તેમજ બુધવારે અમાસ, ગુરુવારે એકમ અને શુક્રવારના દિવસે બીજને ચંદ્રદર્શન હોય તો તે દિવસે બીજનું મહાવ્રત કરવું. તેમજ દશાંશ પુણ્ય, પુણ્યતિથિ, શ્રાદ્ધ, ઉત્તર કાર્ય, પિંડ શ્રાદ્ધ વગેરે બાબતો સત્‌પંથ પૂજાવિધિ પ્રમાણે કરવાં. (૧) મહાશિવરાત્રી (૨) હોળી, (૩) રામ નવમી, (૪) ગુરુ પૂર્ણિમા (૫) ગોકુળ અષ્ટમી (૬) ગણેશ ચતુર્થી (૭) નવરાત્રી (૮)દિવાળી (૯) મકરસંક્રાંતિ વગેરે તહેવારોની ઉજવણી કરવી.

(ઈ) **ઉપાસના :** નિત્ય દિનમાં ચતુષ્ટ સંધ્યા કરવી.

(૧) પ્રભાતે - સૂર્યોદય પહેલાં.

(૨) બપોરે - બાર વાગ્યે.

(૩) સાંજે - સૂર્યાસ્ત સમયે.

(૪) મધ્યરાત્રિ - મધ્યરાત્રિએ.

સંધ્યા સમયે ૐ પ્રણવ બ્રહ્મ તેમજ ગુરુમંત્રનું ધ્યાન ચિંતન કરવું અને સત્‌પંથના વચનાનુસાર વરુણદેવ વારિયજ્ઞ ઘટપાટ મહાપૂજા કરવી.

(ઉ) **ધ્યેય :** આજ કલિયુગના અંતિમ દશમા અવતાર આદ્ય વિષ્ણુ શ્રી કલ્કિ-નિષ્કલંકી નારાયણ તેમજ આદ્યશક્તિ માતાને તેમજ પ્રણવ મંત્ર "ૐ" ને ધ્યેય પુરુષ માનવા.

---





# સત્‌પંથીઓ માટે આચાર સંહિતા

## (૧) દેવ-દર્શન :-

- સાંજે સંધ્યા સમયે તેમજ પ્રભાતની સંધ્યા સમયે મંદિરમાં થતી આરતીમાં હાજર રહી શકે તેવી તમામ વ્યક્તિઓએ સેવા-આરતીમાં અવશ્ય હાજરી આપવી.

- મંદિરમાં ધૂપ ફેરવી વાતાવરણ સ્વચ્છ-પવિત્ર કર્યા પછી શ્રી નિષ્કલંકી નારાયણના આસનની આરતી ઉતારવી.

- સર્વ દેવો-ઋષિવરોના નમસ્કારના મંત્ર-ઉચ્ચારણ બાદ, સર્વે ઉપસ્થિત હરિભક્તોએ પ્રણાલિકાગત રીતે નમસ્કાર કરવા.

- આ વિધિની સમાપ્તિ બાદ આસન પર બેસવું અને ગુરુ-મંત્રનું સ્મરણ-રટણ કરતાં કરતાં અંતર્મુખ થવું.

- મંદિરમાં સેવા-આરતીની સમાપ્તિ બાદ દર્શન કરવા આવનારે, ધ્યાનમાં બેઠેલાનું ધ્યાન ભંગ કરવું નહિ.

- આ સમય દરમ્યાન કોઈએ કોઈ પણ જાતનો અવાજ કરવો નહિ, તેમજ થવા દેવો નહિ.

- "દેવ મંદિર એ જીવન મુક્તિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય (શક્તિ) કેન્દ્ર છે." તેમ સમજી દરેક વ્યક્તિ મંદિરમાં થતી સેવા આરતીમાં હાજર

રહે તેવું ભક્તિ-ભાવમય વાતાવરણ વડીલોએ ગામમાં ઊભું કરવું. તેટલા સમય પૂરતા ટી.વી.-મોબાઈલ કે અન્ય મનોરંજન કાર્યક્રમો બંધ રાખવા.

- મંદિરમાં દરરોજ સવાર-સાંજ બે વખત ચરણામૃત બનાવવું.

- સવાર-સાંજ, દેવ-દર્શને જતાં પહેલાં, શક્ય હોય તો સ્નાન કરવું, અથવા હાથ-પગ-મોં ધોવાં. સ્વચ્છ, પવિત્ર (શક્ય હોય ત્યાં સુધી ધવલ-સફેદ) વસ્ત્રો પહેરવાં. માથે ટોપી અને ખભે ખેસ તે દેવદર્શને જવાનો ગણવેશ છે. સંજોગોવસાત્ ગણવેશ ન હોય તો પણ દેવદર્શને જઈ શકાય છે. બાળકને જેમ સ્કૂલમાં ગણવેશની આવશ્યકતા છે, તેવી રીતે તેથી પણ વિશેષ મર્યાદા દેવ મંદિરમાં આપણે જાળવવી જોઈએ. આ ગણવેશ આપણને, દેવ-મંદિરે જઈ રહ્યા છીએ તેની યાદ અપાવે છે.

- મંદિરે જતાં પોતાના શરીરની મર્યાદા જળવાય તેવાં વસ્ત્રો પહેરવાં જોઈએ.

- ઘેરથી મંદિરે દર્શનાર્થે જતાં આવતાં બની શકે ત્યાં સુધી મૌન અવસ્થામાં રહેવું.

**(૨) વારિયજ્ઞ - કળશ પૂજા-વિધિ :-**

- દર ગુરુવારે તેમજ અન્ય સમયે મંદિરમાં થતા ઘટપાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિમાં ગામની દરેક વ્યક્તિએ યજ્ઞમાં ઉપસ્થિત રહેવું.

- દરેક મંદિરમાં તુલસી-ક્યારો રાખવો અને યજ્ઞનાં વાસણો ધોયેલું પાણી તુલસી ક્યારામાં રેડી દેવું. પૂજા સમયે કળશમાં જળ ભરવું (દૂધ નહિ).

- વારિયજ્ઞ-કળશ પૂજામાં વપરાતાં દ્રવ્યો જેવા કે ચંદન, ગુલાબજળ, અત્તર, ફૂલ વગેરે કળશના જળમાં ન પધરાવવાં. કળશને કિનારે માત્ર તે પદાર્થોનો અર્ધ્ય આપવો. મુખી મહારાજે મંત્રોચ્ચારણ ઊંચા અને લયબદ્ધ અવાજે કરવા.

- મુખી મહારાજે તથા સેવકે ઘટપાટ-કળશ મહાપૂજાની વખતે પવિત્રતા

જળવાય તે માટે નાકનો અગ્રભાગ અને મુખ ઢંકાય તે રીતે મુખપટ્ટો અવશ્ય બાંધવો.

- વ્યાસપીઠની ગાદીએથી યજ્ઞ વિધિના મંત્રો વાંચવામાં બિલકુલ ઉતાવળ કરવી-કરાવવી નહિ. મંત્રો લયબદ્ધ રીતે, ઊંચા અને ભક્તિભાવ ભર્યા અવાજે વાંચવા. યજ્ઞમાં ઉપસ્થિત રહેનારે પૂજા વિધિમાં ધ્યાનમગ્ન રહેવું. કળશમાં ચરણામૃત તૈયાર થયા બાદ પૂજામાં ઉપસ્થિત દરેક વ્યક્તિને તેના આસન પર જ આપવું.

- યજ્ઞ માટે થાળ-પ્રસાદ બનાવનારે, થાળ-પ્રસાદની પવિત્રતા જળવાય તે માટે નાકનો અગ્રભાગ અને મુખ ઢંકાય તે રીતે મુખપટ્ટો અવશ્ય બાંધવો તથા પૂર્ણ શ્રદ્ધા ભક્તિથી, પવિત્રતાથી શુદ્ધ ઘી, દૂધ, ઘઉંનો લોટ તેમજ ખાંડમાંથી થાળ બનાવવો. બહારથી માત્ર ફળફળાદી લાવવાં, મીઠાઈ વગેરે લાવવાની જરૂર નથી.

- "આ થાળ-પ્રસાદ હું જગતનિયંતા પ્રભુને ધરાવવા માટે બનાવું છું." એવી શ્રદ્ધા-ભક્તિ હૃદયમાં ધારણ કરી રાખવી.

- ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ અથર્વવેદ પર આધારિત છે, તેથી તેમાં શંકા ન કરવી.

- યજ્ઞની કોઈ પણ ક્રિયામાં દુનિયા-વ્યવહારની દોષ-દૃષ્ટિ દાખલ ન કરવી. પૂજા સમાપ્તિ બાદ પ્રસાદ વહેંચનારે સમદૃષ્ટિ રાખવી. યજ્ઞ પૂર્ણ શ્રદ્ધા-ભક્તિથી કરવો અને કરાવવો. વારિયજ્ઞ સમાપ્તિ બાદ નીચેની જય બોલાવવી.

(૧) ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ભગવાનની જય.

(૨) ૐ શ્રી સદ્‌ગુરુ હંસતેજજી મહારાજની જય.

(૩) ૐ શ્રી આદ્યશક્તિ માતાની જય.

(૪) ૐ શ્રી સનાતન સત્‌પંથ ધર્મની જય.

(૩) **અવસાન ઉત્તર ક્રિયા :-**

- મૃતદેહને પવિત્ર જળથી સ્નાન કરાવવું, સફેદ વસ્ત્રો પહેરાવવાં. ચારે અંતિમ ક્રિયાઓ (દાગ) વાયુદાગ, જળદાગ, અગ્નિદાગ અને ભૂમિદાગ વૈદિક છે. મૃતદેહની અંતિમ ક્રિયા આ ચારે દાગમાંથી જેમને જે અનુકૂળ લાગે તે મુજબ કરવી. અથર્વવેદમાં ચારે પ્રકારની વાયુદાગ, જળદાગ, અગ્નિદાગ, ભૂમિદાગ અંતિમ ક્રિયા માન્ય છે.

- અંતિમ ક્રિયા કર્યા પછી તે સ્થળથી આશરે ચાલીસ કદમ દૂર જઈ, બધા જ અંતિમ-યાત્રીઓએ સદ્‌ગત જીવાત્માની સદ્‌ગતિ માટે બે મિનિટ ઊભા રહી મૌન પાળવું, શ્રદ્ધાંજલિ આપવી.

- અવસાન પછીના લૌકિકના દિવસો દરમ્યાન ઘરની પરસાળમાં બેસણાંના આસન પર બેસીને પરિવારજનોએ તથા સગાં-સંબંધીઓએ સદ્‌ગત જીવાત્માની શાંતિ માટે ધર્મગ્રંથોનું વાચન કરવું, ઈશ્વર સ્મરણ કરવું, પણ કોઈએ રડવું-કરવું નહિ.

- સાતમા દિવસે સૂતક ઉતારવું, સૂતક ઉતરાવ્યા પછી ઘરમાં ધૂપ-દીપ કરી શુદ્ધ પવિત્ર જળની છાંટ દ્વારા ઘરનું વાતાવરણ પવિત્ર કરવું.

- આઠમા દિવસે ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ દરમ્યાન જીવાત્માની સદ્‌ગતિની સઘળી ક્રિયાઓની વિધિ હિંદુ ધાર્મિક આદેશ મુજબ કરવી.

- બારમા દિવસે સદ્‌ગત જીવાત્માના પુણ્યાર્થે સગાં-સંબંધીઓ તેમજ ખાસ તો કુંવારી બાલિકાઓ, નિયાણીઓ, બ્રાહ્મણો, સાધુ-સંતોને ભાવથી ભોજન આપવું અને ભોજન બાદ યથાશક્તિ દાન-દક્ષિણા આપવી તેમજ ગૌમાતાઓને ઘાસ-ચારાનું નીરણ કરવું.

આ બધા દિવસો દરમ્યાન દરરોજ સાંજે બાળકોને પ્રસાદ વહેંચવો.

• • •

(૪) **બાળ જન્મ :-**

- બાળ જન્મ થયા પછી સવા માસ (ચાલીસ દિવસ) સુધી બાળક તથા તેની માતાને રસોડાથી, દેવ મંદિર-પૂજા સ્થાનથી દૂર રહેવું.

- સવા માસે (ચાલીસ દિવસે) અથવા માતાની શારીરિક પવિત્રતા થયા પછી કળશ પૂજા વારિયજ્ઞમાં ઘટ પાટ સમક્ષ તે માતા તથા બાળકને ચરણામૃતનું આચમન કરી પવિત્ર થવું.

- બાળક બોલતું થાય ત્યારે તેને ભગવાનનું નામ લેતાં શીખવવું, જેમ કે હરિ-ઓમ (ૐ), ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમઃ, "ઓમ (ૐ) નમો નારાયણ", "જય ભગવાન" વગેરે.

- બાળક પાંચ વર્ષનું થાય ત્યારે તેના લલાટે કુમકુમનું અક્ષત તિલક કરી શાળાએ ભણવા મોકલવું. સવારમાં બાળકને નિયમિત ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં જગાડવું.

- દાદા-દાદીએ બાળકને નીતિ, ધર્મ, પરોપકાર, શૌર્ય, શહીદી વગેરેની વાતો, કથાઓ કહેવી. ધર્મ અને નીતિનું શિક્ષણ ઘરમાંથી મળે છે તેવું બીજે ક્યાંયથી મળતું નથી.

- માતા-પિતાઓ, વડીલો ! યાદ રાખો : બાળક બગડે છે ઘરમાંથી, સુધરે છે ઘરમાંથી. ઘરમાંથી પ્રબળ સુસંસ્કારોથી સિંચાયેલું બાળક, આખી દુનિયામાં ગમે ત્યાં જાય તો પણ કુસંસ્કારી બનતું નથી.

- ગર્ભવતી માતાઓએ માનસિક તણાવ ન ભોગવવો. સદા પ્રસન્ન રહેવું. પ્રભુ સ્મરણ કરવું. ધાર્મિક પુસ્તકોનું વાચન કરવું. સત્સંગ કરવો અને સાંભળવો. ઘરના વડીલજનોએ આવી ગર્ભવતી માતાઓની શારીરિક-માનસિક સ્થિતિની ખાસ સંભાળ રાખવી.

- ઉપરોક્ત આચાર-સંહિતા સત્પંથ તેમજ અન્ય ધર્મ માટે માર્ગદર્શક

છે. તમામ સત્પંથીઓ ઉપરોક્ત બાબતોને અનુસરે તો સત્પંથ પરિવારમાં સમાન આચાર અને એકાત્મતા સર્જાય. સત્પંથીઓ આત્મબળ દાખવે અને ઉપરોક્ત બાબતોનું જાહેર આચરણ કરશે તો એક તેજસ્વી સમાજનું નિર્માણ થશે.

અસ્તુ.......

---

## ગુરુવંદના (પ્રાર્થના)

(૧) ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુઃ, ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુર્સાક્ષાત્ પરબ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરુર્વે નમઃ ॥

(૨) ધ્યાન મૂલમ્ ગુરુર્મૂર્તિ, પૂજા મૂલમ્ ગુરુર્પદમ્ ।
મંત્ર મૂલમ્ ગુરુર્વાક્યં, મોક્ષ મૂલમ્ ગુરુર્કૃપા ॥

(૩) પદવંદન કરું ગુરુદેવનું, જે સકળ ગુણ ચતુર સુજાણ,
પૂર્ણ બ્રહ્મ દૃષ્ટે કરી, અચળ પુરુષ પુરાણ.
પૂજન કરું ગુરુપદનું, જેથી ચૌદે લોક પૂજાય,
શેષ બ્રહ્મા, શક્તિ, મળી, ગુણ ગુરુજીના ગાય.
કૃપા હોય જો ગુરુદેવની, તો ટળે ચોર્યાશીના તાપ,
જન્મ મરણની આપદા, છુટે આપોઆપ.

---

# 卐 દશાવતાર શ્લોકો 卐

ॐ

## ॥ श्री मत्स्यावतार ॥

**भूतलातलमध्यस्थं शंखासुरं निहत्य च ।**
**उद्धृता येन वै वेदाः तस्मै मत्स्यात्मने नमः ॥१॥**

ભૂતળ અને અતળની વચમાં રહીને શંખાસુર નામના દૈત્યનો નાશ કરીને વેદોનો ઉદ્ધાર કર્યો હતો, તેવા શ્રી મત્સ્ય રૂપ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री कूर्मावतार ॥

**ससागरवनंबिभ्रत् सप्तद्वीपांवसुन्धराम् ।**
**यो धारयति पृष्ठेन तस्मै कूर्मात्मने नमः ॥२॥**

પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનો સહિત સાત દ્વીપવાળી પૃથ્વીને ધારણ કરી હતી, તે શ્રી કૂર્મ રૂપ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री वाराहावतार ॥

एकार्णवे हि मग्नां गां वाराहं रूपमास्थितः ।
य उध्धार महीं योऽसौ तस्मै क्रोडात्मने नमः ॥३॥

વારાહ રૂપ લઈને એકાકાર થયેલા મહાસાગરમાં ડૂબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી, તે શ્રી વારાહ રૂપ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री नरसिंहावतार ॥

नारसिंहंवपुः कृत्वा यस्त्रैलोक्य भयङ्करम् ।
हिरण्यकशिपु जघ्ने तस्मै सिंहात्मने नमः ॥४॥

ત્રણ લોકને ભય આપનારું એવું નરસિંહ રૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપુનો નાશ કર્યો હતો, તે શ્રી નરસિંહ રૂપ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री वामनावतार ॥

वामनं रूपमास्थाय, बलिं संयम्य मायया ।
येन क्रान्तास्त्रयो लोकास्तस्मै क्रान्तात्मने नमः ॥५॥

વામન રૂપ ધારણ કરી માયાવી બલિરાજાને વશ કરીને ત્રણે લોકને ત્રણ પગલાંથી ભરી લીધાં હતાં, તે શ્રી વામન અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री परशुरामावतार ॥

**जमदग्निसुतो भूत्वा रामः परशुधृग्विभुः ।**

**सहस्त्रार्जुनहन्त्रे च तस्मै उग्रात्मने नमः ॥६॥**

જમદગ્નિના પુત્ર પરશુરામ રૂપે હાથમાં ફરસી ધારણ કરીને સહસ્ત્રાર્જુનનો નાશ કર્યો હતો, તે ઉગ્ર મૂર્તિ રૂપ શ્રી પરશુરામ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री रामावतार ॥

**रामो दशरथिर्भुत्वा पौलस्त्यकुलनंदनम् ।**

**जघानरावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः ॥७॥**

દશરથના પુત્ર શ્રી રામચંદ્ર રૂપે થઈને પુલસ્ત્ય કુળમાં જન્મેલા રાવણનો યુદ્ધમાં આખા કુળ સહિત નાશ કર્યો હતો, તે ક્ષત્રિય રૂપ શ્રી રામ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री कृष्णावतार ॥

**वसुदेवसुतः श्रीमान् वासुदेवो जगत्पतिः ।**
**जहार वसुधाभारं तस्मै कृष्णात्मने नमः ॥८॥**

જગતપતિ એવા શ્રીમન વાસુદેવે વસુદેવના પુત્ર થઈ પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો, તે શ્રી કૃષ્ણ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री बौद्धावतार ॥

**बौद्धरूपं समास्याय सर्वरूपपरायणः ।**
**मोहयन् सर्वभूतानितस्मैमोहात्मने नमः ॥९॥**

સર્વ રૂપ પરાયણ એવા જે પરમાત્માએ બુદ્ધનું રૂપ ધારણ કરીને સર્વ પ્રાણીઓને મોહિત કર્યા હતા, તે પરમાત્મા ભગવાન શ્રી બુદ્ધ અવતારને નમસ્કાર.

• • •

ॐ

## ॥ श्री निष्कलंकावतार ॥

**हनिष्यति कलेरन्ते म्लेच्छो तुरंगवाहनः ।**
**धर्मसंस्थापनार्थाय तस्मैकल्क्यात्मने नमः ॥ १०॥**

ધર્મની થયેલી ગ્લાનિ પછી ધર્મને પાછો સ્થાપન કરવા માટે કલિયુગને અંતે શ્વેત ઘોડા ઉપર આરૂઢ થઈ અધર્મીઓનો નાશ કરશે તે શ્રી કલ્કિ-નિષ્કલંકી અવતારને નમસ્કાર.

• • •

# • પ્રસ્તાવના •

ॐ

## ॥ શ્રી યુગાત્મને નમઃ ॥

**नमोऽस्त्वन्ताय सहस्त्रमूर्तये सहस्त्रपादाक्षिशिरोरुबाहवे ।**

**सहस्त्रनाम्ने पुरुषाय शाश्वते सहस्त्रकोटी युगधारिणे नमः ॥**

હે ધર્મપ્રેમી સજ્જનો ! જ્યારે મહાપ્રલય થાય છે ત્યારે સંસારની નિવૃત્તિ થાય છે, પ્રકૃતિની સર્વ રચનાઓનો નાશ થાય છે ત્યારે સૃષ્ટિ પરના ઉત્તમ વિચારશીલ, સત્ત્વગુણી બુદ્ધિમાન મનુષ્યો નિષ્કામ ભક્તિ દ્વારા ઈશ્વરના સ્વરૂપને પામે છે અને રજોગુણી પ્રકૃતિવાળા મનુષ્યો બ્રહ્માજીની એક રાત્રિની સમયાવધી સુધી વાસનાયુક્ત શરીરમાં રહે છે. જ્યારે તમોગુણી પ્રકૃતિ ધરાવતા મનુષ્યો નર્કની સજા ભોગવે છે. જ્યારે બ્રહ્માજીના દિવસનો ઉદય થાય છે ત્યારે સૃષ્ટિની ફરીથી રચના કરવામાં આવે છે. ત્યારે દરેક જીવોને તેમનાં કર્મો પ્રમાણેની યોનિ ચારે ખાણીમાં પ્રાપ્ત થાય છે.

સર્વ જીવ યોનિમાં મનુષ્ય યોનિ સર્વોત્તમ અને દુર્લભ છે. જીવાત્માને મોક્ષગામી બનાવવા માટે, મોક્ષના અધિકારી બનાવવા માટે, આદ્ય બ્રહ્માજીએ વેદ ધર્મનો ઉપદેશ મનુષ્ય માટે સુલભ બનાવ્યો છે. વેદનો મૂળ ઉપદેશ પુરુષાર્થનો છે, વેદોક્ત પુરુષાર્થ ચાર છે. : **ધર્મ, અર્થ, કામ, મોક્ષ.**

**ધર્મ** : ધર્મમય જીવન જીવવું.

**અર્થ** : ધર્મ આજ્ઞાઓને અનુસરીને અર્થોપાર્જન કરવું.

**કામ** : ધર્મ આજ્ઞાઓ અને તેના ઉદ્દેશ અનુસાર કામ એટલે કે ઈચ્છાઓની નિવૃત્તિ કરવી.

**મોક્ષ** : ધર્મને માર્ગે જીવન જીવતાં મોક્ષના અધિકારી બનવું.

આમ વેદોક્ત ચારે પુરુષાર્થને ધ્યાનમાં રાખીને, ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે પ્રબોધેલા સ્વધર્મ અનુસાર કર્મો કરવા રૂપ જે અખંડ યજ્ઞ કરે છે, તેને તે કર્મ બંધન રૂપ થતું નથી. આવા જીવાત્માઓ દેહોત્સર્ગના સમયે સાહજિક રીતે મોક્ષ પદને પામે છે. આ પ્રમાણે વેદોક્ત ધર્મનો મર્મ સમજીને જે કોઈ તેનું આચરણ કરશે તો તેના મનોરથો સહજમાં પૂર્ણ થશે. વેદોક્ત ધર્મમાં દેવગણની પૂજા અગ્રિમ કર્મકાંડ છે. પૂજા-યજ્ઞથી દેવો પ્રસન્ન થાય છે. તેથી ચતુર્થ વેદ એવા અથર્વવેદ આધારભૂત પ્રબોધેલી પૂજાવિધિ, જે વાસ્તવમાં મહા યજ્ઞ છે અને કળશ પૂજા વારિયજ્ઞને નામે ઓળખાય છે, તે પૂજા વિધિ અનુસાર યજ્ઞ કરવાથી દેવો પ્રસન્ન થાય છે અને તેની કૃપા વર્ષા ભક્તો પર કરે છે, તેમજ જલ વર્ષા પણ થાય છે. પરિણામે જગતમાં ધન-ધાન્ય વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. મનુષ્યોમાં અરસ-પરસ પ્રેમભાવ અને ભક્તિભાવ તથા ત્યાગ ભાવના વધે છે. મનુષ્યોની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.

હે પ્રેમી સજ્જનો ! આ સત્‌પંથ ધર્મ અનાદિ કાળથી ચાલ્યો આવે છે.

**अन्य कृतयुगे धर्मास्त्रेतायां द्वापरे युगे ।**
**अन्ये कलियुगेनृणां युगरूपानुसारतः ॥**

**ભાવાર્થ** - સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં ધર્મ ભિન્ન ભિન્ન હતા અને કલિયુગમાં પણ ધર્મ અનન્ય જ છે. યુગના સ્વરૂપાનુસાર ધર્મનું સ્વરૂપ થાય છે.

પ્રથમ સત્‌યુગમાં શ્રીબાઈ પ્રજાપતિ મહાન સાધ્વી સંત હતાં. તેઓશ્રી આ સનાતન સત્‌પંથ મહાધર્મનું પાલન કરતાં હતાં. સળગતા નિભાડામાં ફસાયેલાં બિલાડીનાં બચ્ચાંને બચાવવાને માટે તેઓશ્રીએ પોતાના ધર્મને અનુરૂપ દેવોને પ્રાર્થના કરી. સ્વયં નારાયણે પ્રસન્ન થઈને નિભાડામાંથી બચ્ચાંને ઉગાર્યાં અને મહાધર્મ (સત્‌પંથ ધર્મ) પાલનની શક્તિ તેમજ તે દ્વારા થતી ઈશ કૃપાનું પ્રહ્‌લાદજીને સાક્ષાત્‌ દર્શન કરાવ્યું. આમ હિરણ્યકશ્યપુ સુત પ્રહ્‌લાદજીને મહાધર્મી (સત્‌પંથી) બનાવ્યા. ભક્ત પ્રહ્‌લાદજીએ મહાધર્મ

સત્‌પંથનું પાલન કરતાં કરતાં પોતાના પિતા તરફથી અનેક દુઃખો સહન કર્યાં પણ મહાધર્મ સત્‌પંથ ન છોડ્યો. અંતે તેમને ધગધગતા લોહ સ્તંભ સાથે ભેટવાની સજા થઈ. તેઓ ભેટ્યા અને ભેટતાંની સાથે જ સ્તંભ ફાટ્યો. તેમાંથી સ્વયં નારાયણ દેવ નરસિંહ રૂપે પ્રગટ થયા. હિરણ્યકશ્યપુનો સંહાર કર્યો અને પોતાના મહાન ભક્ત પ્રહ્‌લાદજી દ્વારા પાંચ કરોડ જીવોનો ઉદ્ધાર કર્યો. જગતમાં સત્‌પંથ ધર્મની ધજા ફરકતી રાખી.

સત્‌યુગમાં શ્રી વિષ્ણુ ભગવાનના ચાર સ્વરૂપ થયાં. (૧) શ્રી મત્સ્ય (૨) શ્રી કૂર્મ (૩) શ્રી વરાહ (૪) શ્રી નરસિંહ. ચાર ભક્તો (૧) રૂખ્માગદ (૨) અંબરીષ (૩) ધ્રુવ (૪) પ્રહ્‌લાદનો ઉદ્ધાર કરી પાંચ કરોડ જીવોનો ઉદ્ધાર કર્યો.

**नारसिंहवपुः कृत्वायस्त्रैलोक्यभयंङ्करम् ।**

**हिरण्यकशिपु जघ्ने तस्मै सिंहात्मने नमः ॥**

**- પંચરત્ન ગીતા**

**ભાવાર્થ** - જે પરમાત્માએ ત્રણે લોકોને ભય આપનારું એવું નરસિંહ રૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપુનો નાશ કર્યો હતો, તે નરસિંહ અવતારને હું નમસ્કાર કરું છું.

આ ભક્તોએ ઋગ્વેદ મહાવાક્ય સ્વીકારી, જપ, તપ, સ્મરણ, ઉપાસના દ્વારા અલખની આરાધના કરી શ્રી અવિનાશી પરમાત્માના અખંડ આનંદની પ્રાપ્તિ કરી હતી.

બીજા ત્રેતાયુગમાં શ્રી વિષ્ણુ ભગવાને ત્રણ સ્વરૂપ ધારણ કર્યાં. (૧) શ્રી વામન (૨) શ્રી પરશુરામ અને (૩) શ્રી રામ. આ ત્રેતા યુગમાં વિષ્ણુ ભગવાને વિવિધ રૂપ ધારણ કરી ત્રણ ભક્તો (૧) ભક્ત કમળધ્વજ (૨) ભક્ત કમળાપતિ અને (૩) ભક્ત હરિશ્ચંદ્ર વગેરે ભક્તોનો ઉદ્ધાર કરી, કુલ સાત કરોડ જીવોનો ઉદ્ધાર કર્યો. ત્રેતાયુગના અંતિમ ચરણમાં શ્રી રામે મહાદાનવ એવા રાવણનો સંહાર કર્યો. યજુર્વેદી મંત્રોનું પ્રવર્તન કર્યું. દેવોને મુક્ત કર્યા અને પૃથ્વી પરથી પાપનો ભાર ઉતાર્યો હતો.

ત્રીજા દ્વાપર યુગમાં શ્રી વિષ્ણુ ભગવાને બે સ્વરૂપ ધારણ કર્યાં. (૧) શ્રી કૃષ્ણ (૨) શ્રી બૌદ્ધ. જેને કૃષ્ણ સ્વરૂપે ભક્ત વિદુરજી અને ભક્ત યુધિષ્ઠિર રાજાનો ઉદ્ધાર કર્યો અને નવ કરોડ જીવોને માયાના બંધનમાંથી મુક્તિ અપાવી હતી. શ્રી કૃષ્ણ પરમાત્માની અનેક પ્રકારની સાકાર ભક્તિથી અનેક ભક્તોનો ઉદ્ધાર થયો હતો.

અંતે આ અંતિમ યુગ એવા કલિયુગમાં અતિશય પાપ વધવાથી અને ધર્મની હાનિ થવાથી, પાપનો નાશ કરવાને માટે તેમજ ધર્મની સ્થાપના કરવાને માટે તથા સત્‌યુગનું નિર્માણ કરવાને માટે પરમાત્મા સાકાર સ્વરૂપ એવા શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ સ્વરૂપે પૃથ્વી પર આગમન કરશે. શ્વેત અશ્વ ઉપર આરૂઢ એવા શ્રી નિષ્કલંકી નારાયણના હાથમાં સાડા ત્રણ હાથ લાંબું એવું તલવારનું શસ્ત્ર-આયુધ હશે. - એવો શાસ્ત્રોનો મત છે.

**हनिष्यंति कलेरन्ते म्लेच्छो तुरंगवाहनः ।**

**धर्म संस्थापनार्थाय तस्मैकल्कयात्मने नमः ॥**

**પંચરત્ન ગીતા - ૧૦**

**ભાવાર્થ** - કલિયુગને અંતે ધર્મની થયેલી હાનિ પછી, તેના પુનઃ સ્થાપનને માટે, અશ્વારૂઢ થઈને, અધર્મીઓનો નાશ કરશે તે કલ્કિ અવતારને હું નમસ્કાર કરું છું.

તેથી હે ધર્મપ્રેમી સજ્જનો ! ભક્તોને માટે શ્રી વિષ્ણુ ભગવાને યુગે યુગે અવતારો ધારણ કરી પોતાની અમર લીલા બતાવી છે અને પ્રત્યેક યુગમાં અધર્મનો નાશ કરી ધર્મની સ્થાપના કરી છે, માટે પ્રાણાન્તે પણ ધર્મનો ત્યાગ કરવો નહિ.

**न जातु कामान्न भयान्न लोभात्,**
**धर्म त्यजेत जीवितस्याऽपि हेतोः ।**
**धर्मो नित्यः सुखे-दुःखे त्वनित्ये,**
**जीवो नित्यः हेतुरस्य त्वनित्यः ॥**

**ભાવાર્થ** - કોઈ પણ સંજોગોમાં, કામનાથી, ભયથી, લોભથી કે જીવ બચાવવાના હેતુથી પણ ધર્મનો ત્યાગ કરવો નહિ. કારણ કે ધર્મ નિત્ય સનાતન છે. સુખ દુઃખ અનિત્ય છે, થોડા વખતનાં છે. વળી આત્મા અમર છે અને આ સંસારનું કારણ માયા રૂપ અનિત્ય છે.

જેમ રામાયણમાં કાકભુશુંડી ઋષિએ ગરુડજીને કલિયુગનો મહિમા બતાવ્યો છે, જેમ મહાભારતમાં મહર્ષિ વ્યાસજીએ કલિયુગની કથા વર્ણવી છે, તે જ રીતે આજ વર્તમાન યુગમાં ભગવાન રામદેવપીર, સંત તુલસીદાસજી અને આપણા ઈષ્ટ સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજે પણ પોતાના કથેલાં શાસ્ત્રોમાં કલિયુગની કથાનું અને તેના ભાવિનું સચોટ વર્ણન કર્યું છે. આપણે વર્તમાન સમયમાં, સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજની ભાખેલી ભવિષ્ય વાણીને પ્રત્યક્ષ નિહાળીએ છીએ.

વર્તમાન સમયમાં કલિયુગની સત્તા સર્વત્ર વ્યાપેલી છે. આયુષ્ય અલ્પ છે, મનુષ્યને લાખો બંધન છે. મનુષ્ય ચારે દિશાએથી જકડાયેલો-મૂંઝાયેલો છે, તેને આત્મ શાંતિનો માર્ગ સૂઝતો નથી, આમાંથી છુટવાનો એક ઉપાય છે. યજ્ઞ કરવા અને તે દ્વારા દેવોને પ્રસન્ન કરવા, તેમની કૃપા મેળવી ઈષ્ટ ફળની પ્રાપ્તિ કરવી.

યજ્ઞ કરવાથી દેવો પ્રસન્ન થાય છે, સામૂહિક અને વ્યક્તિગત પાપનો નાશ થાય છે, કર્મ બંધન છૂટે છે, ચિત્તની શુદ્ધિ થાય છે અને અંતે જીવ આત્મ ભાવને પામે છે. પોતાના સત્ સ્વરૂપનાં દર્શન થાય છે. પરિણામ સ્વરૂપ માયાનાં બંધન છુટે છે અને જન્મ મરણના ફેરામાંથી મુક્તિ મળે છે. જીવ પોતાના શુદ્ધ સ્વરૂપને પામી શિવમાં વિલીન થઈ જાય છે.

આ પવિત્ર ગ્રંથમાં સત્પંથ ઘટ-પાટ વારિયજ્ઞ, કળશ પૂજા વિધિને માટે અથર્વવેદના મૂળ મંત્રોનો આધાર લઈ સુલભ મંત્રોની રચના કરી, તેને ગ્રંથસ્થ કરવામાં આવ્યા છે. કળશ પૂજા વિધિ દરમ્યાન આ મંત્રોના ભાવવાહી ભક્તિ સભર ઉચ્ચારણથી દેવો પ્રસન્ન થાય છે. દેવો મંત્રાધિન છે. તેથી જે કોઈ ભક્ત, આ મંત્રો દ્વારા યોગ્ય વિધિથી, નિર્મળ અને એકાગ્ર ચિત્તે પૂજા કરશે તેને દેવો અવશ્ય પ્રસન્ન થશે.

આ પૂજા વિધિને ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ કહે છે. કારણ કે માટીના ઘટમાં જળ ભરીને તેની પૂજા થાય છે. તેથી આ પૂજા વિધિને "वारि यज्ञ" એવું નામ આપવામાં આવ્યું છે. (વારિ એટલે જળ) આપણા ઈષ્ટ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે અથર્વવેદના મંત્રોનો આધાર લઈ, તે પરથી આ પવિત્ર મંત્રોની રચના કરી છે. **"શ્રી સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ આદ્ય બ્રહ્મા સ્વરૂપ બ્રહ્મ પુરુષ હતા. તેઓશ્રી સર્વ શાસ્ત્રોના અને વેદોના જ્ઞાતા હતા તેથી જ તેઓને "સદ્‌ગુરુ" કહેવાય છે."** તેઓશ્રીએ યુગોથી ચાલી આવતી એવી પરમ પવિત્ર, સર્વ વિઘ્નોને હણનારી, મન-વાંછિત ફળ આપનારી, મોક્ષદાત્રી, સંપૂર્ણ શાસ્ત્રોક્ત એવી ઘટ-પાટની કળશ પૂજા વિધિ આપણને દર્શાવી છે. તેના મંત્રોમાં અલૌકિક અને અગાધ શક્તિ ભરેલી પડી છે. જેની તુલના કોઈ કરી શકે નહિ.

આ મહાન યજ્ઞમાં મંત્રોનું ઉચ્ચારણ કરી પૂજા વિધિ કરનારા મુખી મહારાજ તન-મનથી સંપૂર્ણ પવિત્ર અને શાંત ચિત્ત હોવા જોઈએ. ગાદી પર બિરાજમાન મુખી મહારાજ સમક્ષ તન-મનથી પવિત્ર થયેલો યજ્ઞોત્સુક લોક સમૂહ એકાગ્ર ચિત્તે ઉપસ્થિત થાય છે. આ લોક સમૂહને કળશ પૂજા વારિ યજ્ઞની શાસ્ત્રીય ભાષામાં "ગત્ ગંગા" કહેવામાં આવે છે. કારણ કે યજ્ઞમાં ઉપસ્થિત સર્વજનોમાં એકાગ્ર ચિત્તે સમાન પ્રભુ નિષ્ઠાનો ભક્તિ પ્રવાહ વહેતો હોય છે. આથી આ યજ્ઞમાં ઉપસ્થિત સર્વ જનો (ભક્ત સમુદાય) પ્રત્યક્ષ યા પરોક્ષ માનસિક રીતે પૂજા વિધિમાં ભાગ લે છે. તેથી તે સાચા અર્થમાં સર્વ જન નિષ્ઠા પૂજા છે. તેથી એકાગ્ર ચિત્ત, પવિત્ર અને પ્રભુ નિષ્ઠ વિચારોવાળા હૃદયોમાંથી વહેતા ભક્તિ પ્રવાહથી યજ્ઞનું સમગ્ર વાતાવરણ દૈવી અને પવિત્ર બને છે. યજ્ઞમાં ઉપસ્થિત સર્વ હરિભક્તો તેનો અનુભવ કરે છે.

આ યજ્ઞ દ્વારા દુઃખીઓના દુઃખોનો નાશ થાય છે, મનોકામના પૂર્ણ થાય છે, મન-વાંછિત ફળ પ્રાપ્ત થાય છે. આવા યજ્ઞમાં પ્રત્યક્ષ ઉપસ્થિત રહેનાર અને એક ચિત્તે ભક્તિપૂર્વક મંત્ર શ્રવણ કરનાર ભક્તમાં ઈશ્વરી ચૈતન્ય શક્તિનો સંચાર થાય છે અને તે આલોક-પરલોકમાં શાંતિમય આનંદ પદને પ્રાપ્ત કરે છે.

આ વેદોક્ત યજ્ઞની સ્થાપનાની શરૂઆતમાં આદ્યનારાયણ, આદ્યશક્તિ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આ પંચદેવોની જ્યોતિઓ એકી સાથે પ્રગટાવવામાં આવે છે.

**अप तस्य हतं तमो व्यावृत्तः स पाप्मना ।**

**सर्वाणि तस्मिन्ज्योतींषि यानि त्रीणि प्रजापतौ ॥**

**अ.कां.-१०, सूक्त ७, मं.-४०.**

**ભાવાર્થ** - જે સ્કંધને જાણી લે છે. તેનો સર્વ અંધકાર (અજ્ઞાન) નાશ પામે છે. તેથી પાપોથી નિવૃત્તિ થાય છે. જે જ્યોતિ પ્રજાપતિમાં છે. તે સર્વ જ્યોતિ તેમાં આવી જાય છે.

ઉપર મુજબ ચતુર્થદેવ જ્યોતિ મુખી મહારાજના આસનથી જમણી બાજુ પ્રગટાવવામાં આવે છે. બીજી એક અખંડ જ્યોતિ અહર્નિશ પ્રગટેલી રહે છે. તે આદ્ય શક્તિ માતાની જ્યોતિ કહેવાય છે. તેનું સ્થાન ઉપરોક્ત ચતુર્થદેવ જ્યોતિઓથી સહેજ ઊંચે હોય છે.

**शुभं करोति कल्याणंमारोग्यं धनसंपदः,**

**शत्रु बुद्धिविनाशाय दीपज्योतिर्नमोऽस्तुते ॥**

**दीपज्योतिः परिब्रह्म दीपज्योतिर्जनार्दनः**

**दीपो हरतु मे पापम् दीपज्योतिर्नमोऽस्तुते ॥**

**ભાવાર્થ** :- હે દીવાની જ્યોત ! તું શુભ તથા કલ્યાણ કરે છે, તેમજ આરોગ્ય અને ધન-સંપત્તિ આપે છે. કોઈને પણ શત્રુ સમજવાની બુદ્ધિનો નાશ કરે છે, માટે હું તમને નમસ્કાર કરું છું.

ઉપર મુજબ દીપ જ્યોતિકાઓનાં પ્રાગટ્ય સાથે જ મુખી મહારાજના આસનની સ્થાપના થાય છે. મુખી મહારાજ તન-મનથી શુદ્ધ અને પવિત્ર થઈ શ્વેત વસ્ત્રો ધારણ કરે છે. ત્યારબાદ જ્યોતિ સમક્ષ કર જોડી ઊભા રહી મંત્ર આરાધના કરે છે. પછી મંત્રોચ્ચાર સાથે આસન પર બિરાજમાન થઈ ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ શરૂ કરે છે. આથી જ્યોતમાં,

કળશમાં અને પૂજા સ્થાનના સર્વ વાતાવરણમાં દૈવી શક્તિનો સંચાર થાય છે. જેથી પરમાત્મા આદ્ય નારાયણ પોતે યજ્ઞ કળશમાં અદશ્ય રૂપે પૂજા વિધિ દરમ્યાન પ્રગટ રહે છે અને સર્વ મનોકામનાઓ પૂર્ણ કરે છે.

દિવ્ય શક્તિથી ભરેલા આ મંત્રોનું રટણ-ઉચ્ચારણ, દરેક અનુયાયીને સદ્માર્ગે દોરી જવા શક્તિમાન છે. તેથી હે જીજ્ઞાસુ સજ્જનો ! આવા ગ્રંથોનો અભ્યાસ અને આચરણ માનવ જીવનના ઉદ્ધાર માટે પરમ આવશ્યક છે. દરેક સત્પંથીએ પોતાની જાતને ધન્ય માનવી જોઈએ કે આપણા સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજે આધુનિક યુગને અનુરૂપ, સાદો છતાં સર્વ શ્રેષ્ઠ વૈદિક ધર્મ યજ્ઞ દર્શાવ્યો છે.

સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજે તીર્થધામ-પ્રેરણાપીઠ સ્થાનકે આ યુગોયુગથી ચાલ્યા આવતા સનાતન સત્પંથ ધર્મની શ્વેત ધ્વજાની સ્થાપના કરી તે ઘટનાને લગભગ સાડા પાંચસો ઉપરાંત વર્ષો વીતી ગયાં છે. પરંતુ તેમણે પ્રબોધેલી ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ તો અનાદિ કાળથી ચાલી આવે છે. આથી જ સત્પંથ ધર્મ સનાતન કહેવાયો છે. આ સત્પંથ ધર્મના આદેશો પ્રમાણે પોતાનું જીવન જીવી, અનેક અનુયાયીઓને સંતપણાં પ્રાપ્ત થયાં છે અને થાય છે. આ સંસારમાંથી મુક્તિ મેળવી છે, તેવા અનેક સંતો-ભક્તોના સ્મૃતિ સ્થાનોની આજે પણ સેવા પૂજા થાય છે.

માયાતીત, ગુણાતીત, કેવળ બ્રહ્મને ઓળખવાનો જે પુરુષાર્થ કરે તે સત્પંથી. આવો સત્પંથી મન, વચન, કર્મથી કોઈનું પણ અનિષ્ટ કરતો નથી. જેમ નદી સમુદ્રમાં મળ્યા પછી તેના નામનો લોપ થાય છે, તેમ જીવ પોતાના સર્વ કર્મોની નિવૃત્તિ પછી આત્મા સ્વરૂપને પામી શિવમાં મળી જાય છે. શિવ ભાવનાને પામે છે. તેમ હે સજ્જનો ! ઈશ તત્ત્વને ઓળખાવનાર મહાપુરુષો-સંતોમાં નાત-જાતના ભેદ હોતા નથી. અજ્ઞાનને દૂર કરી, પોતાના મૂળ રૂપને ઓળખાવવા માટે સંતો બ્રહ્મ સ્વરૂપે અવતરે છે. આથી જ સંત કવિ પ્રિતમદાસે કહ્યું છે કે,.....

**"સંત બ્રહ્મકો રૂપ હૈ, વામે નહીં સંદેહ,**
**કહે પ્રિતમ ઉપદેશકો, ધરે મનુષ્યકો દેહ."**

યજુર્વેદમાં અવતારનું પ્રમાણ બતાવ્યું છે કે...

**प्रजापतिश्चरति गर्भे अन्तर जायमानो बहुधा विजायते ।**
**तस्य योतिं परिपश्यन्ति धीरास्तस्मिन् ह तस्थुर्भुवनानि विश्वा ॥**

**यजुर्वेद, अ-३१, मं-१९.**

**ભાવાર્થ :** પ્રજાપતિ (પરમેશ્વર) તે ગર્ભ મધ્યમાં પ્રાપ્ત થાય છે. અજન્મા પરમાત્મા (નહિ જન્મ ધારણ કરનાર) થકા (બહુધા) દેવતા. મનુષ્ય રામ, કૃષ્ણ, કલ્કિ આદિ રૂપથી ઉત્પન્ન થાય છે. જ્ઞાની મહાત્મા સત્ત્વગુણ પ્રધાન પુરુષ તે પરમાત્માના જન્મ કારણને જ્ઞાન ભાવથી જુએ છે. અજ્ઞાની જનને તે પરમાત્માના જન્મ વિદીત થતા નથી. જે પરમાત્મામાં જ સર્વ (અનંત) બ્રહ્માંડ વ્યાપ્ત (સ્થિત) છે.

**सद्‌गुरु गुरु बहु अंतरो, जो दिवस अरु जाण ।**
**गुरु बतावे वैकुंठ, तो सद्‌गुरु दे निजधाम ॥**

**ભાવાર્થ :** ગુરુ અને સદ્‌ગુરુમાં ફરક છે. ગુરુ વૈકુંઠનો માર્ગ બતાવે છે, તો સદ્‌ગુરુ બ્રહ્મમાં લીન થવાનો માર્ગ બતાવે છે. મુક્તિ માર્ગ બતાવે છે. ગુરુ તો અનેક હોય છે, પણ યુગગુરુ યુગાંતરમાં ભાગ્યે એક જ મળે છે. યુગગુરુ અથવા સૃષ્ટિ ગુરુ એને જ કહે છે કે જે બારે કળાથી યુક્ત હોય, તે જ ખરા સદ્‌ગુરુ કહેવાય. શાસ્ત્રોમાં સદ્‌ગુરુની બાર કળાનું વર્ણન કરેલ છે.

સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે પ્રબોધેલું જ્ઞાન તેમજ અન્ય ગેય (ગાઈ શકાય તેવાં) શાસ્ત્રો તથા યજ્ઞ વિધિના મંત્રો આગળના સમયમાં હસ્ત-લિખિત હતા. તેના લેખનમાં ભાષા અને વ્યાકરણના નિયમો યથાર્થ સચવાયા ન હતા. વળી હસ્ત લિખિત હતા તેથી તેના વાચન અને અભ્યાસમાં ઘણી મુશ્કેલીઓ પડતી હતી.

પ્રથમ અથર્વવેદના મૂળ મંત્રો અને તેનો સારાંશ મેળવવામાં આવ્યો. આપણી મૂળ યજ્ઞવિધિમાં વપરાયેલા શબ્દોનો અર્થ કાયમ રાખી તેના તત્સમ ગુજરાતી શબ્દોનું સંશોધન કરવામાં આવ્યું. આ કાર્ય માટે આપણા સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજના હસ્ત-લિખિત ગ્રંથો, મૂળ બંધ, મન ચિંતામણિ, ભાભારામ સુબોધ, સદ્‌ગુરુ ઉપદેશ વગેરે ગ્રંથોની સહાયથી અથર્વવેદ આધારીત વારિયજ્ઞ વિધિ કળશ પૂજાનું આ પુસ્તક તૈયાર કરેલ છે.

આ "સત્‌પંથ ઘટ-પાટ યજ્ઞવિધિ કળશ પૂજામાં" વેદના મંત્રોનો આધાર છે. ચાર વેદ એ સ્વયં શ્રી બ્રહ્મદેવની મુખારવિંદની વાણી છે, કે જે વાણીને પ્રાચીન-પાવન ભારતની રમણીય અમર ભૂમિમાં થઈ ગયેલા મહાન ઋષિઓએ તેમની ભાવ સમાધિ અવસ્થામાં ઝીલી છે અને આ સૃષ્ટિના કલ્યાણને માટે અવનિ પર પ્રસિદ્ધ કરી છે. વેદ સ્વયં પરમાત્માની વાણી છે, તેથી અપૌરુષેય છે. આ અપૌરુષેય વાણીનો આધાર આપણી ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ વેદોક્ત આધારિત છે. તેમાં લેશ-માત્ર પણ શંકાને સ્થાન નથી.

આથી જ શ્રી કૃષ્ણ પરમાત્માએ પોતાના શ્રીમુખની અમર વાણી ગીતા દ્વારા જગતને ખાત્રી આપી છે કે...

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽत्मानं सृजाम्यहम् ॥**

**गीता, अ-८, श्लोक-७.**

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

**गीता, अ-४, श्लोक-८.**

સત્‌પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપનાને માટે હું યુગે યુગે પ્રગટ થાઉં છું.

તો આજે આ અધમ કલિયુગને અંતે શ્રી વિષ્ણુ ભગવાન, આપણા ધ્યેય પુરુષ એવા શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ભગવાનનું રૂપ લઈને અવશ્ય તેમના ભક્તોની વહારે આવશે. દરેક ધર્મ-સંપ્રદાયના અનુયાયીઓએ તેમના ધર્મના આદેશો અને નીતિ-નિયમોના પાલનમાં યથાશક્તિ પૂર્ણ રહેવું જોઈએ. તે જ રીતે જે સજ્જનો ! સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજના (સત્‌પંથ શાસ્ત્રમાં પ્રબોધેલા) આદેશો અને વચનોમાં પૂર્ણ હશે તેને તેઓશ્રી કાળના સંકજામાંથી છોડાવી જન્મ મરણથી મુક્તિ અપાવશે અને મોક્ષ ગતિ પદ પ્રાપ્ત કરાવશે.

હે પવિત્ર વિચારશીલ સજ્જનો ! આ ગ્રંથમાં દર્શાવેલી ઘટ-પાટ વારિયજ્ઞ વિધિ કળશ પૂજાના પૂરા અધિકારી બનવા માટે, ધર્મના આદેશો અને નીતિ-નિયમોનું પાલન કરવું પડશે, કારણ કે ધર્મ જ મનુષ્ય જીવનને આધાર, રક્ષણ અને સાર્થકતા આપે છે. સાચા ધર્મની પ્રાપ્તિ, તેના આદેશો, નીતિ-નિયમોના પાલન વિના શક્ય નથી. જગતમાં મનુષ્ય જીવનમાં ધર્મનો કોઈ વિકલ્પ નથી. તેજસ્વી, સ્વતંત્ર, શૌર્યવંતું, સાર્થક જીવન જીવવું હોય તો ધર્મ પાલન વિના બીજો કોઈ જ માર્ગ નથી. તે માટે નામ ગમે તે આપો પણ આવા જીવનના પાયામાં ધર્માચરણ જ હશે.

સત્‌પંથ ધર્મના આદેશ મુજબ, સાચા ધર્મ પાલન માટે તથા અનુયાયીઓએ ધર્મના અધિકારી બનવા માટે નીચે દર્શાવેલા આદેશો અને નીતિ-નિયમોનું પાલન કરવું અનિવાર્યપણે જરૂરી છે.

(૧) ઘટ-પાટ વારિ-યજ્ઞ કળશ પૂજામાં અવશ્ય લાભ લેવો.

(૨) સવાર, બપોર, સાંજ, મધ્યરાત્રિ. આ ચાર સંધ્યાઓ કરવી.

(૩) સુદ બીજનું વ્રત તેમજ કલિયુગનું મહાવ્રત પાળવું.

(૪) પોતાની કમાઈનો દશમો ભાગ-દશાંશ પ્રભુ અર્થે કાઢવો અને તે સદ્‌ગુરુના ગુરુદ્વારે આપવો.

(૫) કલિયુગના ધ્યેય પુરુષ-શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણમાં શ્રદ્ધા રાખવી.

(૬) સાત્ત્વિક આહાર-વ્યવહારનો ઉપયોગ કરવો તેમજ સંસારના તમામ માદક અને તમોગુણને ઉશ્કેરે તેવા પદાર્થોનો ત્યાગ કરવો.

(૭) ધર્મ શાસ્ત્રો, યોગનો અભ્યાસ કરવો અને સાંસારિક પદાર્થો તરફ વૈરાગ્ય રાખવો.

(૮) આંતર-બાહ્ય નિર્મળતા રાખવી.

(૯) ગુરુ મંત્રના સતત જાપ (અજપા જાપ)નો અભ્યાસ રાખવો.

(૧૦) વ્યવહાર ધર્મ બજાવતાં બજાવતાં આધ્યાત્મિક સાધના કરવી.

સત્ય ધર્મના પાલનથી મનુષ્ય જીવનમાં દયા, ક્ષમા, અક્રોધ, આર્જવ, કરુણા, ત્યાગ ભાવના, મૃદુતા, સરળતા, સંયમ વગેરે જેવા દૈવી ગુણો પ્રગટે છે. જીવનમાં ધર્મ પાલનનું આ સીધું જ પરિણામ છે. ધર્મના સાચા પાલનની આ કસોટી છે. કર્મ-કાંડ એ ધર્મ નથી. તે તો માત્ર સાધનો-ઉપકરણો છે. જેમ ખેતીનાં સાધનો એ ખેતી નથી તેમ જમીન એ પણ ખેતી નથી, પણ જમીન પર ઓજારોના સમુચિત ઉપયોગથી જે ઉપજે તે ખેતી છે. જીવંત શરીર એ જમીન છે-ક્ષેત્ર છે અને કર્મ-કાંડ, મંત્ર-જાપ, ઉપાસના-ભક્તિ, યોગ-સાધના વગેરે સર્વ ખેતીનાં સાધનો છે. આ બંનેના સમજણપૂર્વકના ઉપયોગ અને ક્રિયા કલાપથી જ મનુષ્ય જીવનમાં ધર્મ પ્રકટે છે. આવો મનુષ્ય બીજા મનુષ્યોથી ભિન્ન તરી આવે છે. તેનું જીવન તેજસ્વી હોય છે. તે સંસારમાં રહેતો હોવા છતાં સાંસારિક પદાર્થોથી તે લોપાતો નથી. તેના હૃદયમાં સાહજિક રીતે જ શુદ્ધ જ્ઞાન પ્રકટ થાય છે. શુદ્ધ જ્ઞાન પ્રકટ થતાં તેનાં સર્વ કર્મો જ્ઞાનાગ્નિ વડે બળી જાય છે. આથી જ ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને ઉદ્દેશીને ગીતામાં કહ્યું છે કે...

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥**

**गीता-अ.४, श्लोक-३७.**

હે અર્જુન ! જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાને સંપૂર્ણ ભસ્મ કરે છે. તેમ જ્ઞાન રૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી દે છે.

આથી જ ધર્મ જિજ્ઞાસુને માટે ધર્મના આદેશોનું પાલન અનિવાર્ય છે. સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે કહ્યું છે કે...

**"પાળે બાંધ્યું જળ રહે, નીમે બાંધ્યું ધર્મ રહે."**

ઉપરોક્ત પંક્તિમાં શ્રી સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ સમજાવે છે કે; જળના સંગ્રહ માટે જેમ પાળ અનિવાર્ય રીતે આવશ્યક છે, તેમ ધર્મના પાલન માટે તેના નીતિ-નિયમો અને આચરણો અનિવાર્ય છે. તેથી સત્‌પંથ ધર્મના ઉપરોક્ત આચરણો અને નીતિ-નિયમોનું પાલન કરતાં શ્રી સદ્‌ગુરુ કહે છે તેમ આપણા ધ્યેય પુરુષ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ભગવાનમાં અંતિમ લક્ષ્ય રાખવું અતિ જરૂરી છે. અંતિમ લક્ષ્ય ખરે (ચોક્કસ) નિશાને હશે તો સંસારની આ કારમી માયામાંથી પ્રભુ અવશ્ય ભક્તોને મુક્તિ અપાવશે.

સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજના શ્રી મુખનાં વચનોના આશ્રયે રહેલા ધર્મના પાલન આચરણમાં શ્રદ્ધાળુ અને તત્પર બનો. શ્રી સદ્‌ગુરુએ પોતાનાં શ્રી વચનોમાં પોતાના ભક્તોને માટે ઊંડી ચિંતા વ્યક્ત કરતાં કહ્યું છે કે...

**"તમારે કારણીએ અમને ચિંતાઓ ઉપજી,**
**રખે ! તમે બેઈમાની થાતા હો સ્વામીજી."**

સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ કહે છે કે; હે ભક્તો ! તમે આ ઈશ્વર કૃત ધર્મનું પાલન કરતાં સંશય ન કરશો, શંકા ન કરશો, બેઈમાની ન બનશો. ભગવાન શ્રી કૃષ્ણે પણ ગીતામાં કહ્યું છે કે :

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥**

**गीता-अ. ४, श्लोक-३९.**

શ્રદ્ધાવાન, તત્પર અને જિતેન્દ્રિય પુરુષ જ્ઞાન મેળવે છે, જ્ઞાન પામીને તરત તે શાંતિ પામે છે.

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥**

**गीता-अ. ४, श्लोक-४०.**

પરંતુ અજ્ઞાની તથા શ્રદ્ધા વિનાનો સંશયમય રહી નાશ પામે છે. સંશયમય રહેલાને આલોકમાં અને પરલોકમાં સુખ નથી.

તેથી સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજનાં વચનો હૃદયમાં શ્રદ્ધાપૂર્વક ધારણ કરી જીવનમાં સાધન ચતુષ્ટ્યના* અનુશીલન અને પાલન દ્વારા તારા નિત્ય ભટકતા રહેતા મનને સ્થિર, એકાગ્ર, નિર્મળ અને સંશય રહિત બનાવ તથા ઈશ્વરના આ પાવનકારી રાજ્યમાં પોતાની જાતને નિર્ભય તથા સલામત સમજ.

જીવન સ્વયં સાધના છે, યજ્ઞ છે. પણ કોને માટે ! જેણે સંપૂર્ણ ધર્મમય જીવન જીવવાનો નિશ્ચય કર્યો છે. આવા ધર્મમય જીવનમાં યજ્ઞનું અનિવાર્ય સ્થાન છે. યજ્ઞથી દેવો પ્રસન્ન થાય છે. આથી જ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે સત્‌પંથીઓને વેદ પ્રમાણિત, વેદોક્ત એવી ઘટ-પાટ વારિયજ્ઞ કળશ પૂજા વિધિ બતાવી છે. સત્‌પંથ ધર્મનો અનુયાયી ગણ, આવી પવિત્રતમ યજ્ઞવિધિને લાયક તન-મનથી પૂર્ણ પવિત્ર બની, યજ્ઞ સ્થળે એકત્રિત થઈ, યજ્ઞમાં જરૂરી તમામ હવિ અને સમિધો એકત્રિત કરી, ધર્મોપદેશીત શિસ્તમાં રહીને કુંભમાં વિષ્ણુ સ્વરૂપે જળ ભરી, તે દ્વારા વરુણ દેવનું અને તમામ દેવગણનું શ્રદ્ધાથી, વૈદિક મંત્રોના ઉચ્ચારણ સાથે પૂજન કરે છે. અથર્વવેદમાં આ અંગેનું પ્રમાણ છે કે...

**यस्ते अप्सु महिमा यो वनेषु,**
**य औषधिषु पशुष्वप्स्व१न्तः ।**
**अग्ने सर्वाँस्तन्व१ः सं रभस्व ताभिर्न,**
**एहि द्रविणोदा अजस्त्रः ।।२।।**

**अथर्ववेद : कांड-१९, सूक्त-३, मंत्र-२.**

ભાવાર્થ : **હે અગ્નિદેવ ! આપનો જે મહિમા જળમાં, વનમાં, દાવાગ્નિના રૂપમાં, વનૌષધિઓના ફળ પાકમાં, સર્વ પ્રાણીઓના પેટમાં રહેલા વૈશ્વાનર રૂપમાં, અંતરિક્ષમાં સ્થિત જળ અર્થાત્ મેઘમાં રહેલી વીજળીના રૂપમાં છે, તે હે અગ્નિદેવ ! જળના આ સર્વ આદિ સ્થાનોમાં રહેલાં આપનાં મહિમાવંત સ્વરૂપોને સંકલિત કરો કે જેથી તે સર્વ મહિમાવંત સ્વરૂપો અમને નિરંતર ધન સંપત્તિ પ્રદાન કરતાં રહે.**

---

* સાધન-ચતુષ્ટ્યના = નિત્યાનિત્યવસ્તુઃ વિવેક, વૈરાગ્ય, ષટ્ સંપત્તિ[1], મુમુક્ષુપણું.
[1]ષટ્ સંપત્તિ = સમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન.

(અગ્નિના જળ પ્રવેશનું વર્ણન શ્રુતિઓમાં છે. તૈતયિ સંહિતા ૨।૬।૧માં તથા ઋગ્વેદ સંહિતામાં ૧૧।૫।૧૩ માં છે.

**अप्सु मे सोमो अब्रवीदन्तर्विश्वानि भेषजा ।**
**अग्निं च विश्वशंभुवम् ।।२।।**

**अथर्ववेद : कांड-१, सूक्त-६, मंत्र-२**

ભાવાર્થ : જળ સર્વમાં...ઔષધો...છે...અથવા...પાણીમાં સર્વ રોગોનું નિવારણ...ઔષધો...છે. એ વાત સોમ નામનો દેવતા 'હું' મંત્ર દૃષ્યને ઉપદેશ છે તથા એવી રીતે જગતને સુખ દેનાર (વેપાર) જેમાં છે, તે અગ્નિ અગ્નાદિ ગુણો સહિત પણ જળમાં રહે છે. એ વાતનો ઉપદેશ સોમે મને કર્યો છે.

ઉપરોક્ત સિદ્ધાંતાનુસાર કળશમાં જળ ભરીને, વેદોક્ત મંત્રોના ઉચ્ચારણ વડે કળશમાં દેવોનું આહ્‌વાન કરવામાં આવે છે. આ સત્‌પંથ યજ્ઞ વિધિ સંપૂર્ણપણે સાત્ત્વિક અને વેદોક્ત છે.

આહ્‌વાન થતાં દેવો કળશમાં નીચેના મંત્રોમાં દર્શાવ્યા પ્રમાણે સ્થાન ગ્રહણ કરે છે.

**कलशस्य मुखे विष्णुः, कंठे रुद्रः समाश्रितः ।**
**मूले तत्र स्थितो ब्रह्मा, मध्ये मातृगणाः स्मृताः ।।**
**कुक्षौ तु सागराः, सर्वे सप्तद्वीपा वसुंधराः ।**
**ऋग्वेदोऽथ यजुर्वेदः, सामवेदो ह्यथर्वणः ।।**
**अंङ्गैश्य सहिताः सर्वे, कलशं तु समाश्रिताः ।**
**अत्र गायत्री सावित्री, शान्तिःपुष्टिकरी तथा ।।**
**आयान्तु देवपूजार्थं, दुरितक्षयकारकाः ।**
**गंङ्गे च यमुने चैव, गोदावरि सरस्वतिः ।।**
**नर्मदे सिन्धो कावेरी, जलेऽस्मिन् सन्निधिं**
**वरुणाय नमः सर्वोपचारार्थे गन्धाक्षतपुष्पाणि समर्पयामि ।।**

ભાવાર્થ : "કળશના મુખ સ્થાને વિષ્ણુ, કંઠ સ્થાને શિવ, મૂળ સ્થાને બ્રહ્મદેવ છે. મધ્ય ભાગે માતૃગણ રહેલો છે. તેમની કૂખમાં એટલે અંદરના ભાગે (પડખે) સપ્ત સમુદ્ર, સપ્ત દ્વીપોસહ પૃથ્વી, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ પોતપોતાનાં અંગોસહ રહેલા છે. અહીં શાંતિ અને પુષ્ટિદાયક ગાયત્રી, સાવિત્રી તે પાપનાશક દેવતા પૂજા માટે આવે. ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ, કાવેરી આ જળમાં આવીને સ્થિર રહે. વરુણદેવને નમસ્કાર હો. ગંધાક્ષત્ સુગંધી પુષ્પો તેમને અર્પણ કરું છું."

સત્‌યુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગમાં આ મુજબની કળશ પૂજા વેદોક્ત મંત્રો વડે કરવામાં આવતી હતી. હાલમાં કલિયુગમાં પણ સત્‌પંથ ધર્મના અનુયાયીઓ વેદોક્ત મંત્રોચ્ચારથી કુંભ-કળશ, વારિયજ્ઞ-મહાપૂજા કરે છે.

આ જ કુંભ-કળશ મહાપૂજા આપણા સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે આવા અધમ કલિયુગમાં અથર્વવેદના મંત્રોના આધારે વેદોક્ત વિધિથી પુનઃ પ્રતિષ્ઠિત કરી છે અને સત્‌પંથ ધર્મના યુગ પ્રવર્તક પુરુષ **"યુગગુરુ"** બન્યા છે.

સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ દ્વારા પ્રતિષ્ઠિત વારિયજ્ઞ વિધિના નીચેના જેવા મંત્રોના ઉચ્ચારણ દ્વારા દેવતાઓનું યજ્ઞ સ્થળે આહ્‌વાન કરવામાં આવે છે.

"નારાયણે સરજી મૂરત ચાર ॥ ચતુર્વેદને ૐ કાર ॥ ૐ કારથી સજર્યા સત્‌પંથ ધર્મ ॥ ધરી અવતાર ને બાંધ્યા બંધ ॥ સ્વામી ! અથર્વવેદને ચોક સિંહાસને આવો ॥ ઘટમાં આવીને વાસ કરો ॥ પાટની પૂજાએ રહો ॥ કળશ માંહે કળા ધરો ॥ ઘટ-ગતમાં આવી પરવરો ॥ આદ્ય બ્રહ્માએ ઘટ-પાટ સ્થાપ્યા ॥ ચતુર્દિશામાં ફેરવી દુહાઈ ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મૂરત સોહી ॥ આલોક, પરલોક, દેવલોક, ગત્‌ગંગા ॥ તથા આજ્ઞાંકિત સેવકોનાં આમંત્રણ સ્વીકારો ॥ કળશ માંહે તમારી કળા ધરો ॥"

આવા પવિત્ર મંત્રોચ્ચારણ દ્વારા પ્રાર્થનાઓ કરી દેવતાઓને યજ્ઞ સ્થળે પૂજાનો સ્વીકાર કરવા માટે આહ્‌વાન કરવામાં આવે છે.

યજ્ઞના આ સ્થાનને ઘટ-પાટ વારિયજ્ઞ, કળશ પૂજા વિધિનું સ્થાન કહે છે. પૂજામાં હાજર ભાવિક અને શ્રદ્ધાળુ અનુયાયીઓની ઉપસ્થિતિમાં ઘટ-પાટની આ મહા પૂજા થાય છે. તે સ્થાનને **ગત્ ગંગા**નું તીર્થ કહે છે. કારણ કે આ સ્થાને પૂજા સમયે તેત્રીસ કરોડ દેવો અદશ્ય રૂપે હાજર થાય છે અને યજ્ઞનો સ્વીકાર કરીને પ્રસન્ન થાય છે. આથી આ પૂજા

સ્થાન પરમ પાવક તીર્થ ધામ બને છે. તેથી તેનો મહિમા અગાધ છે, અનિર્વચનીય છે. કારણ કે ત્યાં વિશ્વની પરમ શક્તિ યજ્ઞ સ્થળે અદૃશ્ય રૂપે ઉપસ્થિત થાય છે. એમ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ કહે છે.

સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજે બતાવ્યું છે કે; કલિયુગના સર્વ યુગ ધર્મો અથર્વવેદ પર આધારીત છે. મહાભારતમાં તેનું પ્રમાણ બતાવ્યું છે કે...

**नेत्राभ्यां जनयद् देवो ऋग्वेदं यजुषा सह ।**
**सामवेदं च जिह्वाग्रादथर्वाणं च मूर्धतः ॥४९॥**
**अथर्वणस्तु यो योगः शीर्ष यज्ञस्य ततस्मृतम् ।**
**ग्रीवा बाव्हंतरं चैव ऋग्भागः स भवेत्ततः ॥५०॥**
**हृदयं चैव पार्श्व च सामभागस्तु निर्मितः ।**
**बस्तिशीर्व कटीदेश जङ्धोरन चरणैः सह ॥५१॥**
**एवमेव यजुर्भागः संघातो यज्ञकल्पितः ॥**
**पुरूषो दिव्यरूपाभः सम्भूतोहयमशत्पदात् ॥५२॥**

**महाभारत-भविष्यपर्व-सप्तदशोऽध्याय.**

ભાવાર્થ : તે પરમ પ્રકાશિત દેવતાઓ (ઋષિઓ)એ પોતાના નેત્રમાંથી ઋગ્વેદ અને યજુર્વેદ નિર્માણ કર્યા. જીભના અગ્ર ભાગમાંથી સામવેદ અને લલાટમાંથી અથર્વવેદ પ્રગટ કર્યા. અથર્વવેદનો યોગ તે યજ્ઞ પુરુષનું મસ્તક છે. આથી તે યોગ શ્રેષ્ઠ અને મહત્ત્વનો છે. ઋગ્વેદનો ભાગ તેનું ગળું અને ભૂજા વચ્ચેનું અંગ છે. સામવેદથી યજ્ઞ પુરુષનું હૃદય અને પાછલો ભાગ નિર્માણ થયેલ છે. આ પછી બાકી રહેલો ભાગ યજુર્વેદનો છે. તે દ્વારા યજ્ઞ પુરુષનું પેટ અને તે ઉપરનો ભાગ, કટિપ્રદેશ, જંઘા અને ચરણ વગેરે શેષ શરીરની કલ્પના કરવામાં આવી છે. તે દિવ્ય રૂપ અને માયા યુક્ત પુરુષ અમર અવિનાશી તૂરીયા પદેથી પ્રગટ થયેલ છે. આથી યજ્ઞ પુરુષનું મસ્તક જેનાથી બન્યું છે અને જેમાં વિશિષ્ટ પ્રકારનો ધ્યાન યોગ અને જ્ઞાન યોગ કહેલો છે તે આ અથર્વવેદ છે.

અથર્વવેદમાં મૂળ શબ્દ છે अथर्वा = अ + थर्वा એટલે ચંચળતા. જીવાત્માની ઈંદ્રિયો ચંચળ હોય છે, પણ મન તેનાથી પણ અતિ ચંચળ હોય છે. આ ચંચળ મનને નિશ્ચલ એટલે કે સ્થિર બનાવવાની અને પોતાના આત્મ સ્વરૂપની શોધ કરવાની વિદ્યા જેમાં કહી છે તે અથર્વ વેદ. તેને

**<u>બ્રહ્મવેદ</u>** પણ કહેવાય છે. અથર્વવેદ કલિયુગના યુગ ધર્મોના માર્ગદર્શન માટે પ્રમાણભૂત માનવામાં આવ્યો છે અને તેથી જ સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજે સત્પંથીઓને આજ કલિયુગમાં અથર્વવેદનો માર્ગ પ્રતિષ્ઠિત કર્યો છે.

સત્પંથી કર્મકાંડમાં વારિયજ્ઞ એ ધર્મના આચરણની કલગી સમાન છે. તેથી સત્પંથ સાહિત્યમાં યજ્ઞની ભાવના ડગલે-પગલે વ્યક્ત થઈ છે. વારિયજ્ઞ વિધિમાં કળશને ધૂપથી પવિત્ર કરવાના મંત્રમાં આ ઊંડી યજ્ઞ ભાવના વ્યક્ત થઈ છે.

**उदेनमुत्तरं नयाग्ने घृतेनाहुत ।**
**समेनं वर्चसा सृज प्रजया च बहुं कृधि ॥१॥**
**इन्द्रेमं प्रतरं कृधि सजातानामसद् वशी ।**
**रायस्पोषेण सं सृज जीवातवे जरसे नय ॥२॥**
**यस्य कृण्मो हविर्गृहे तमग्ने वर्धया त्वम् ।**
**तस्मै सोमो अधि ब्रवदयं च ब्रह्मणस्पतिः ॥३॥**

**अ.कां.-६, सूक्त-५, मंत्र-१,२,३.**

ભાવાર્થ : "જેના ઘરમાં વારિયજ્ઞ (હવન) થાય છે, તેની દરેક પ્રકારે ઉન્નતિ થાય છે. દરરોજ તેને સુખ અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. એટલા માટે દરરોજ વારિયજ્ઞ (હવન) કરવો લાભકારી છે. વારિયજ્ઞ (હવન) થી આરોગ્ય, બળ, દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે. ધન, યશ અને બીજા દરેક પ્રકારના અભ્યુદય અને નિઃશ્રેયસ પણ પ્રાપ્ત થાય છે."

અથર્વવેદના બીજા એક મંત્રમાં યજ્ઞની ભાવના એ રીતે વ્યક્ત થઈ છે......

**यदधत्वा प्रयति यज्ञे अस्मिन,**
**होतश्चिकित्वन्वृणीमहीह ।**
**ध्रुवमयो ध्रुवमुता शविष्ठ प्रविद्वान,**
**यज्ञमुपयाहि सोमम् ॥**

**अ.कां.-७, सूक्त-१०२, मंत्र १.**

ભાવાર્થ : "હે જ્ઞાની હવન કર્તા ! આજે અહીં પ્રયત્નપૂર્વક કરવામાં આવેલા યજ્ઞમાં અમે તમને સ્વીકારીએ છીએ. હે બલિષ્ઠ ! તું સ્થિરતાથી આવ અને

**સ્થિર યજ્ઞને જાળવવા તું સોમની પાસે જા... જ્ઞાની હોતાગણ તમારું વર્ણન મેં આ યજ્ઞમાં કર્યું છે, યજ્ઞ ઉત્તમ વિધિપૂર્વક કરો. સ્થિર ચિત્તે રહો અને શાંતિથી યજ્ઞ સમાપ્ત કરો.''**

સત્‌પંથ ધર્મને ઈષ્ટ એવી **વારિયજ્ઞ-કળશ પૂજા વિધિ માટે આવશ્યક હવ્યની યાદી** નીચે મુજબ છે.

(૧) શુદ્ધ જળ (૨) ફૂલ (૩) તુલસીપત્ર (૪) ચંદન (૫) કેસર (૬) અબીલ (૭) ગુલાલ (૮) કસ્તુરી (૯) સુખડ (૧૦) અક્ષત્ (૧૧) અત્તર અને અન્ય સુગંધી દ્રવ્યો.

**યજ્ઞને માટે થાળ-પ્રસાદ બનાવવાના પદાર્થો :**

(૧) શ્રીફળ (૨) શાકભાજી (૩) સૂકો મેવો (૪) ફળફળાદિ (૫) અનાજ (૬) સ્વદેશી (પવિત્ર) ખાંડ (૭) દૂધ. (૮) શુદ્ધ ઘી.

આ પદાર્થોને અથવા જરૂરિયાત મુજબ તેમાંથી રાંધીને બનાવેલા થાળ-ભોગ યજ્ઞ સ્થળે પૂજા વિધિ દરમ્યાન વૈદિક મંત્રોચ્ચાર સાથે દેવોને થાળ-ભોગ ધરાવવા (અર્પણ કરવા)માં આવે છે. દેવોએ આ થાળ-ભોગમાંથી વાસના લીધી છે, તેવી વાસ્તવિક ભાવના સાથે આ થાળ-ભોગનો પ્રસાદ યજ્ઞમાં ઉપસ્થિત સર્વે જનો (હરિભક્તો) આરોગે છે.

આમ સત્‌પંથ કળશ પૂજા વિધિમાં દર્શાવવામાં આવેલા યજ્ઞનો, તેના અતિ વ્યાપક અર્થમાં શ્રીમદ્ ભગવદ્ ગીતાએ પણ અપાર મહિમા ગાયો છે.

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥**
**देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।**
**परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥११॥**
**इष्टान्भोगान्हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥१२॥**
**यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।**
**भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥१३॥**

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसम्भवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥
कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

**गीता अ. ३, श्लोक - १०, ११, १२, १३, १४, १५.**

"પૂર્વે યજ્ઞ સહિત પ્રજાઓને સર્જીને બ્રહ્માજીએ કહ્યું :-

- "તમે આ યજ્ઞથી સુખી રહો, કારણ કે યજ્ઞ કરવાથી તમને સુખપૂર્વક રહેવા અને મુક્તિ પામવા માટે સર્વ ઈચ્છિત વસ્તુઓ પ્રાપ્ત થઈ શકશે."-૧૦

- "આ યજ્ઞ વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતુષ્ટ કરે, પરસ્પર સંતુષ્ટ કરતાં તમો પરમ કલ્યાણ પામશો." - ૧૧.

- "કેમકે યજ્ઞ વડે સંતુષ્ટ થયેલા દેવો તમને ઈચ્છિત ભોગો આપશે. (પરંતુ) તેમણે આપેલા (ભોગો) તેને નહિ આપીને જે (પોતે જ) ભોગવે છે તે ચોર જ છે."-૧૨.

- "યજ્ઞથી વધેલું (અન્ન) જમનારા સત્પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે, પરંતુ જે પાપીઓ પોતાના કારણે રાંધે છે તેઓ પાપ જ ખાય છે." - ૧૩.

- "અન્નથી પ્રાણ ટકે છે, વરસાદથી અન્ન થાય છે, યજ્ઞથી વરસાદ થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે." - ૧૪.

- "કર્મને વેદથી ઉપજેલું તું જાણ, વેદ પરમાત્માથી ઉત્પન્ન થયા છે. માટે સર્વ વ્યાપક પરમાત્મા યજ્ઞમાં નિત્ય રહેલા છે." - ૧૫.

આમ યજ્ઞ આ સૃષ્ટિની ઉત્પત્તિ અને તેના પાલન-પોષણનું કારણ છે અને તેથી જ યજ્ઞ મનુષ્ય જીવનનું અવિચ્છિન્ન અંગ છે. દરેક કર્મ 'યજ્ઞ' ત્યારે જ બને છે, કે જ્યારે તે કર્મની પાછળ નિઃસ્વાર્થ અને શુદ્ધ હૃદયનું સમર્પણ હોય. તે જ રીતે કર્મકાંડનો યજ્ઞ (વારિયજ્ઞ) પણ ખરા અર્થમાં 'યજ્ઞ' અને ફલદાતા ત્યારે બને છે કે જ્યારે તે યજ્ઞ કરનારનું હૃદય નિઃસ્વાર્થ, શુદ્ધ અને સમર્પિત હોય. અન્યથા એ યજ્ઞ ખરા અર્થમાં 'યજ્ઞ' ન રહેતાં કોરું, ભક્તિવિહીન વ્યર્થ કર્મકાંડ જ બની રહે છે. આવા

પરમોચ્ચ કોટિના કામધેનુ રૂપ યજ્ઞની ક્રિયાઓ અને મંત્રો તથા તેની પાછળ રહેલા સંકલ્પ બળનો મર્મ અને મહિમા કેટલાક અશ્રદ્ધાળુ, અવિવેકી, ભક્તિવિહીન, મનુષ્યો સમજતા નથી તેને પરિણામે તેનો ઉપહાસ કરે છે, નિરર્થક વાદ-વિવાદ કરે છે. પરંતુ તેનો સાચો મર્મ સમજવાનો પુરુષાર્થ કરતા નથી.

ધર્મનો મર્મ સમજવાને માટે વાદ (ચર્ચા) કરવાનો શાસ્ત્રમાં ક્યાંય નિષેધ નથી. શ્રી કૃષ્ણ ભગવાને ગીતાના વિભૂતિ યોગમાં કહ્યું છે કે -

**सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।**

**अध्यात્मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥**

**गीता अ.-१०, श्लोक-३२.**

"હે અર્જુન ! સૃષ્ટિનો આદિ, મધ્ય તથા અંત હું જ છું; વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા અને વક્તાઓનો વાદ હું છું." - ૩૨.

તત્ત્વના નિર્ણય માટે ગુરુ શિષ્ય વચ્ચે અથવા સજ્જનો વચ્ચે કશા પણ રાગ દ્વેષ વિના કેવળ સત્યની ખોજના હેતુથી જે ચર્ચા થાય તેને 'સંવાદ' કહે છે. આ પ્રમાણે તે બીજા વાદો કરતાં શ્રેષ્ઠ હોવાથી પરમેશ્વરની વિભૂતિ ગણાય છે.

સંવાદને, ધર્મચર્ચાને, સત્સંગને ભગવાન શ્રી કૃષ્ણે પરમાત્માની વિભૂતિ ગણાવી છે, અર્થાત્ જ્યાં સંવાદ છે, ધર્મ ચર્ચા છે, ધર્મ કાર્ય (યજ્ઞ) છે, સત્સંગ છે ત્યાં પરમાત્મા તેની કોઈને કોઈ પાવન વિભૂતિ રૂપે હાજર છે જ. જ્યાં પરમાત્માની હાજરી છે ત્યાં અધર્મ, અસત્ય, અહંકાર, અજ્ઞાન વગેરે ક્ષણવાર પણ ટકી શકતાં નથી. સત્ય અને જ્ઞાનનો પ્રકાશ એ ધર્માચરણનું ફળ છે. સકામ કે નિષ્કામ કર્મ કરવાવાળા આ સંસારીને આ પરિણામ જ ઈષ્ટ છે અને તેથી જ શ્રદ્ધા-ભક્તિથી પ્રેરિત થઈને વેદ પ્રણિત અને પ્રતિષ્ઠિત યજ્ઞ કરવો એ જ આપણો ધર્મ છે. તેમાં શંકા સદંતર અસ્થાને છે.

ગીતાના આ શબ્દો શ્રી કૃષ્ણ પરમાત્માના શ્રીમુખની વાણી છે, કે જેને આપણે શ્રી વિષ્ણુ ભગવાનનો આઠમો અવતાર માનીએ છીએ. આ જ બાબત આપણા યજ્ઞની સત્ય નિષ્ઠાને માટે પૂરતી નથી શું ?

આવા પવિત્ર અને બ્રહ્મનું અનુસંધાન કરવાવાળા યજ્ઞને અંતે, તેના પરિણામ સ્વરૂપ પ્રસાદનો મહિમા શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં વર્ણવ્યો છે.

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥**
**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥**

**गीता अ. ४, श्लोक - ३०,३१.**

- "યજ્ઞના અર્થને જાણનારા આ સર્વ યજ્ઞકર્તાઓ, પાપકર્મોમાંથી મુક્ત થઈ જાય છે અને યજ્ઞ કરતાં વધેલા અમૃત રૂપ અન્નનું ભોજન કરનારાઓ સનાતન બ્રહ્મને પામે છે. હે કુરુ શ્રેષ્ઠ ! યજ્ઞ ન કરનારને આ લોક (મળતો) નથી. તો બીજો (પરલોક) ક્યાંથી હોય !" - ૩૦,૩૧.

અથર્વવેદમાં પણ યજ્ઞના થાળ-ભોગનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

**अपुपावान्क्षीरवांश्चरुरेह सीदतु ।**
**लोककृतः पथिकृतो यजामहे ये देवानां हुतभागा इह स्थ ॥**

**अ. कां. १८, सूक्त-४, मंत्र - १६.**

ભાવાર્થ : **"જેઓ સંસારના ઉદ્ધારક અથવા માર્ગદર્શક લોક છે, તેઓનો યજ્ઞમાં નાના પ્રકારથી નિર્માણ કરેલા ચરુઓ વડે સત્કાર કરવો જોઈએ."**

વ્યવહારમાં ચરુ એટલે દેવોને નૈવેદ્ય ધરાવવા માટે પવિત્રતાથી અને શુચિતાથી રાંધવામાં આવેલું સાત્ત્વિક અન્ન, માલપુઆ વગેરે ઘઉંનો લોટ, ઘી અને દૂધની સહાયતાથી તે બનાવવામાં આવે છે અને પૂજા સ્થાનમાં તેને થાળ તરીકે હાજર કરવામાં આવે છે. તેનું નૈવેદ્ય ધરાવીને દેવગણની પૂજા કરવામાં આવે છે.

પ્રાચીન સમયમાં ઋષિમુનિઓ પોતાના ઈષ્ટ દેવને પ્રસન્ન કરવા માટે યજ્ઞોનું આયોજન કરતા અને દેવોને નૈવેદ્ય (થાળ) ધરાવતા. ભગવાન શિવજીને

પ્રસન્ન કરવા માટે "રુદ્રાભિષેક યજ્ઞ" તેમજ ઈંદ્ર રાજાને પ્રસન્ન કરવા માટે "વરુણ યજ્ઞ" કરવામાં આવતા. સાથે તેમને નૈવેદ્ય (થાળ) પણ ધરાવવામાં આવતું. દેવો તે નૈવેદ્યમાંથી વાસના ગ્રહણ કર્યા પછી રહેતા નૈવેદ્યના અવશેષનો પ્રસાદ ભાવિક ભક્તજનોમાં વહેંચવામાં આવતો.

આ રીતે યજ્ઞમાં નૈવેદ્ય અથવા થાળ અથવા અન્નકૂટ એ યજ્ઞનું અવિભાજ્ય અંગ છે. આથી યજ્ઞમાં થાળ-પ્રસાદ બનાવવાની અને ધરાવવાની આચાર સંહિતા વૈદિક રીતે નક્કી કરવામાં આવી છે. તે આચાર સંહિતાને આધીન રહીને જ વારિયજ્ઞની તમામ વિધિ કરવામાં આવે છે.

સત્પંથ યજ્ઞ વિધિની ભાવ ક્રિયાઓ અને મંત્રો એ ભક્તના હૃદયને તેના સર્જનહાર સાથે પૂજાના કર્મકાંડ દ્વારા જોડવાનો પુરુષાર્થ છે. આ યજ્ઞ ક્રિયા એ ખરી રીતે સમૂહ ભક્તિનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છે. પૂજા વિધિમાં ઉપસ્થિત પ્રત્યક્ષ ભક્ત પરોક્ષ રીતે પૂજામાં ભાગ લે છે. આથી ઘટ-પાટની આ પૂજા વિધિમાં નવ પ્રકારની ભક્તિનો સમાવેશ થાય છે. તેમાં ભક્તિ અને ભાવમય કર્મકાંડનો સમન્વય થયેલો છે.

સંત પુરુષોએ બતાવેલા નવધા ભક્તિના પ્રકાર નીચે પ્રમાણે, સત્પંથ યજ્ઞવિધિમાં મૂર્તિમંત થાય છે.

(૧) **શ્રવણ ભક્તિ** :- કથા-કીર્તન વગેરે શુદ્ધ મને એકાગ્રતાથી શ્રવણ કરવાં.

(૨) **કીર્તન ભક્તિ** :- ઈશ્વરનાં ગુણગાન ગાવાં.

(૩) **સ્મરણ ભક્તિ** :- ઈશ્વરનું નિરંતર સ્મરણ કરવું (નામ-જાપ).

(૪) **પાદ સેવન ભક્તિ** :- ઈશ્વરના ચરણાર્વિંદની સેવામાં હંમેશાં તત્પર રહેવું.

(૫) **અર્ચન ભક્તિ** :- ઈશ્વરની હંમેશાં પૂજા કરવી.

(૬) **વંદન ભક્તિ** :- ઈશ્વરને હંમેશાં નમસ્કાર કરવા.

(૭) **દાસત્વ ભક્તિ** :- ઈશ્વરનો દાસ છું તેવો ભાવ હૃદયમાં ધારણ કરી સેવા કરવી.

(૮) **સખા ભક્તિ** :- ઈશ્વરને મિત્ર ભાવે ભજવા.
(૯) **નિવેદન ભક્તિ** :- ઈશ્વરના સ્વરૂપમાં લીન થઈ જવું.

સત્પંથ ધર્મની ઘટ-પાટની પૂજા વિધિમાં ઉપર વર્ણવેલી નવધા ભક્તિનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે તે પ્રમાણે :-

(૧) પૂજા વિધિના પ્રારંભ અગાઉ મુખી મહારાજ ધર્મ તેમજ આધ્યાત્મિકના વિષયમાં પ્રવચન આપે છે. ઉપસ્થિત સમુદાય તે સાંભળે છે. આ **શ્રવણ ભક્તિ** છે.
(૨) પૂજા સમાપ્તિ બાદ જ્ઞાન-પદ સાહિત્યો ગવાય છે. આ **કીર્તન ભક્તિ** છે.
(૩) ચાલુ પૂજા દરમ્યાન ઉપસ્થિત અનુયાયીઓને માળા હાથમાં લઈ, નામ-જપ કરવાનો મુખી મહારાજ આદેશ આપે છે. આ **સ્મરણ ભક્તિ** કહેવાય છે.
(૪) સદ્ગુરુ બ્રહ્માજીના પ્રતિનિધિ રૂપ મુખી મહારાજ છે. મુખી મહારાજ તેમની ગાદી પર બિરાજમાન હોય ત્યારે તેમના ચરણ સ્પર્શ કરવાથી ઈશ્વરનાં ચરણ સ્પર્શનું ફળ મળે છે. આ **પાદ સેવન ભક્તિ** છે.
(૫) પૂજા વિધિ દરમ્યાન દેવોને ચંદન, પુષ્પ, અત્તર, અબીલ, અક્ષત વગેરેથી પૂજન થાય છે આને **અર્ચન ભક્તિ** કહેવામાં આવે છે.
(૬) સત્પંથ યજ્ઞ વિધિ દરમ્યાન તેના દરેક મંત્રો પૂરા થતાં મહાપૂજામાં ઉપસ્થિત અનુયાયીઓ આચાર સંહિતા મુજબ દેવગણને પ્રણામ કરે છે. આ **વંદન ભક્તિ** છે.
(૭) ચાલુ મહા પૂજા દરમ્યાન મુખી મહારાજ, સારથિ તેમજ ઉપસ્થિત ગત્ગંગા હૃદયમાં એવો ભાવ ધારણ કરે છે કે ઈશ્વર સર્વના સ્વામી છે અને આપણે ઈશ્વરના દાસ છીએ. મહાપૂજા દરમ્યાન હૃદયમાં ધારણ કરેલી દાસત્વની ભાવના એ **દાસ ભક્તિ** છે.
(૮) દુઃખ આપત્તિના સમયે ઈશ્વરને મિત્ર-સખા માની હૃદયમાં ખરા અંતઃકરણથી તેની મદદની કામના કરવામાં આવે છે. આ પ્રકારની ભક્તિ એ **સખા ભક્તિ** છે.
(૯) મહાપૂજાના પ્રારંભ પહેલાં મુખી મહારાજ સૂચન કરે છે કે, પૂજામાં સામેલ થાઓ ત્યારે "હું - તું"ના ભેદ ભૂલી જાઓ અને પ્રભુ

ભક્તિમાં લીન બનો. "પ્રભુ, હું તારો અને તું મારો" એવું આત્મ નિવેદન કરશો તો જ પ્રભુ સાક્ષાત્કાર થશે. આ પ્રકારની ભક્તિ એ **આત્મ-નિવેદન ભક્તિ** છે.

આમ પરમાત્માની ભક્તિ વિવિધ પ્રકારે થાય છે. પણ ભક્તિ સ્થૂળ સ્વરૂપે હોઈ શકે નહિ. તે તો સૂક્ષ્મ ભાવ સ્વરૂપે હૃદયમાં નિવાસ કરે છે. તેને વ્યક્ત કરવાને માટે ભૌતિક વ્યવસ્થાની આવશ્યકતા છે. માટે જ ઈશ્વરની પૂજા કરવામાં આવે છે. ઈશ્વરની સાચી ભક્તિની પ્રાપ્તિ દુર્લભ છે.

તત્ત્વ જ્ઞાનનાં અને ધાર્મિક પુસ્તકોનાં વાચન-પરિશીલનથી તેમજ સદ્‌ગુરુના સહવાસ અને તેમની સેવા તથા જ્ઞાન ચર્ચા દ્વારા સદ્‌ગુરુની કૃપા મેળવીને યોગ-સાધના દ્વારા માણસ જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી શકે છે. સ્વ-સ્વરૂપનાં દર્શન કરી શકે છે.

શુદ્ધ અને નિષ્કામ કર્મ દ્વારા કર્મબંધનમાંથી મુક્તિ મેળવી શકે છે. જીવનમાં કર્મ યોગ સિદ્ધ કરી શકે છે.

ઈશ્વરની સાચી ભક્તિ પ્રાપ્ત થવી એ સદ્‌ગુરુ અને ઈશ કૃપા વિના દુર્લભ છે. કોઈને કોઈ પ્રકારે પોતાની જાતના સમર્પણ વિના ઈશની કૃપા પ્રાપ્ત થતી નથી. ગીતા વાક્ય છે કે....

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

**गीता अ.-९, श्लोक - २७.**

"હે કુંતીપુત્ર ! તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે મને અર્પણ કર."

ગીતા કથિત આ સમર્પણ એ જ ભક્તિ છે. તેથી ભક્તિપૂર્વક કરેલું સમર્પણ એ જ સાચો યજ્ઞ છે, પૂજા છે. ઈશ્વરને જે ભક્ત સમર્પિત યજ્ઞમય જીવન જીવે છે, તેમને માટે ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં બાંહેધરી આપતાં કહ્યું છે કે...

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥**

**गीता अ.-९, श्लोक - २२.**

"જેઓ અનન્ય ભાવે મારું ચિંતન કરતાં મને નિષ્કામ ભાવથી ઉપાસે છે, તે નિત્ય (મારામાં) જોડાયેલાઓના યોગ (અપ્રાપ્તિની પ્રાપ્તિ) તથા ક્ષેમ (પ્રાપ્તિની રક્ષા) નો ભાર હું ઉઠાવું છું."

આથી સત્‌પંથ ધર્મની વારિયજ્ઞ કળશ પૂજા વિધિ એ ભક્તિને ધારણ કરનારી પૂજા વિધિ છે. શુદ્ધ હૃદયની ભક્તિથી જો આ યજ્ઞનું કર્મકાંડ કરવામાં આવે તો તેમાં નિર્દેશેલાં સુફળ અવશ્ય પ્રાપ્ત થાય છે, એમાં શંકાને લેશ માત્ર સ્થાન નથી.

વારિયજ્ઞ કળશ પૂજા વિધિ દ્વારા પરમાત્માની પૂજા આપણા જીવનને સાર્થક કરે છે અને દિશા આપે છે. એ સમજણ આપણા હૃદયમાં વિકાસ પામે એ જ અભ્યર્થના. - અસ્તુ.

**ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ભગવાનની જય.**

---

**अष्टचक्रा नवद्वारा देवानां पूरयोद्धा ।**
**तस्यां हिरण्ययः कोशः स्वर्गो ज्योतिषावृतः ॥**

**अ.कां-१०, सूक्त-२ मंत्र-३१.**

- જેને આઠ ચક્ર અને નવ દ્વાર છે એવી આ અયોધ્યા દેવોની નગરી છે. તેમાં તેજસ્વી કોશ છે, જે તેજથી પરિપૂર્ણ છે.



સત્‌પંથી યજ્ઞ વિધિની ક્રિયાઓના અનેક અર્થ અને અનેક ફળ છે. તેનું એક પરિણામ છે. - સમાજ સંગઠન. યજ્ઞ ક્રિયા દરમ્યાન તેમાં ઉપસ્થિત ભક્તોની જે સંવેદનશીલ માનસિક પરિસ્થિતિ હોય છે, તેમાંથી એકબીજાના હૃદયની લાગણીઓનું અનાયાસે જ જોડાણ થાય છે. દરેક વ્યક્તિ એકતા અનુભવે છે. આ ભક્તિ પ્રવાહ જ ઉપસ્થિત જનોના આત્માને પરમાત્મા સાથે જોડે છે. આ ભક્તિ પ્રવાહમાં પરમાત્માનાં અદૃશ્ય ચરણો ઝબકોળાય છે, ધોવાય છે. જેમ ભગવાન વિષ્ણુના ચરણ સ્પર્શથી ગંગાજી પવિત્ર થયાં, તે જ રીતે પૂજા સ્થાનમાં ઉપસ્થિત જન સમૂહના હૃદયોમાંથી વહેતા ભક્તિ પ્રવાહમાં પરમાત્માનાં અદૃશ્ય ચરણ પ્રક્ષાલનથી ઉપસ્થિત સમુદાય પવિત્ર બને છે. તેના વાતાવરણમાં દૈવી ચેતનાનો સંચાર થાય છે. તેથી યજ્ઞમાં ઉપસ્થિત સમુદાયને **"ગત્‌-ગંગા"** કહેવામાં આવે છે.

આ ઘટનાની સૂક્ષ્મ પણ અતિ પ્રબળ અસર, પૂજા સ્થાન છોડી ગયા પછી પણ વ્યક્તિના માનસ પટ પર રહે છે અને પરિણામે સમાજમાં સમાન શ્રદ્ધા, સમાન વિચાર સરણી, મૂળભૂત રીતે સમાન ધાર્મિક માન્યતાઓ સર્જાય છે. તેથી આવા સમાજમાં વિશેષ પ્રયાસો કર્યા વિના પણ સ્વયંભૂ જ સામાજિક સંગઠન સધાય છે, જે સમાજનાં અન્ય ઘણાં વ્યવહારિક કાર્ય સફળ રીતે પાર પાડવામાં મદદરૂપ થાય છે.

ધર્મના સિદ્ધાંતો, વિધિઓમાં પ્રબળ વિશ્વાસ, જાગરૂકતા, પરસ્પર સમજણ, મતભેદનો નિકાલ, ભાઈચારાની ભાવના : આ બધું આપણે સત્‌પંથ ધર્મ પ્રેરિત વૈદિક મહા પૂજા દ્વારા સિદ્ધ કરી શકીએ છીએ. આપણા સમાજના મહાન બ્રહ્મલીન સંત પૂ. શ્રી નથુરામ બાપુ જેવા અનેક સંતો આ જ

યજ્ઞ દ્વારા અનેક કાર્યો સિદ્ધ કરતા, તેમણે આ યજ્ઞ ક્રિયાનો એક ગૂઢ અર્થ આપ્યો હતો. આવી જ પરંપરા કેટલાક સંતજનો આજે પણ નિભાવી રહ્યા છે. સંત શ્રી નાયાજી મહારાજ, સંત શ્રી ભાભારામ મહારાજ, સાધ્વી કીકીબાઈ, સંત પૂંજાબાપા, સંત ખેતાબાપા, માતાજી કુંવરમા, ભક્ત જીવરાજબાપા, પૂ. સંત રામદાસબાપુ, પૂ. સંત નથુરામ બાપુ જેવા અનેક સંતોએ કળશ મહાપૂજા દ્વારા ઈશ્વરીય બળ ઉપજાવેલું. આવું જ ઈશ્વરીય બળ કળશ પૂજા વિધિમાં હાજર રહેલા પ્રત્યેક સાત્ત્વિકજનો હૃદયમાં અનુભવે છે અને પરિણામે એવી વ્યક્તિઓ દુ:ખના ગમે તેવા ઝંઝાવાતમાં ટકી શકે છે. તે જગતમાં ગમે ત્યાં ફરે તો પણ વ્યસનો તેને અડી શકતાં નથી. પોતાના તમામ વ્યવહારિક કાર્યો કરવા છતાં તે શુદ્ધ અને પવિત્ર રહી શકે છે. ત્રિવિધના તાપ તેને ઓછા નડે છે. હૃદયમાં પણ ધગશ, ઉત્સાહ અને આનંદમાં તે જીવન વ્યતિત કરે છે.

આ વિલક્ષણતાની અસર વ્યક્તિથી વિસ્તાર પામીને સમાજ વ્યાપી બને છે. આખો સમાજ નિર્વ્યસની, ચારિત્ર્યવાન, ધર્મપરાયણ બને છે. દઢ વિશ્વાસથી કહી શકાય કે સમાજ આ પવિત્રતમ વૈદિક કળશ મહાપૂજા વિધિને તેના હાર્દમાં દઢતાથી અપનાવે તો આપણે ઈચ્છીએ તેવું સામાજિક સંગઠન સાધી શકાય તેમ છે. એથી પણ આગળ વધીને કહીએ કે આ જ મહાપૂજા વિધિ હિંદુસ્તાનના અન્ય ધર્માવલંબીઓ સમજીને અપનાવે તો હિંદુસ્તાનના દરિદ્ર સમાજની તમામ સમસ્યાઓનો નિકાલ થઈ જાય.

**અસ્તુ.**

આ તો એક વિચાર છે અને વિચાર એ આધુનિક દુનિયાના કોઈ પણ શસ્ત્ર-અસ્ત્ર કરતાં અધિક શક્તિશાળી છે. આ વિચાર સમજવા માટે પણ વિચાર કરવાની જરૂર છે.



ॐ

<u>मंत्र-१</u>

यदद्यत्वा प्रयति यज्ञे अस्मिन्होतश्चिकित्वन्नवृणीमहीह ।
ध्रुवमयो ध्रुवमुता शविष्ठ प्रविद्वान्यज्ञमुप याहि सोमम् ॥१॥

अथर्ववेद : कांड-७, सूक्त-१०२(९७), मंत्र-१.

ભાવાર્થ : હે જ્ઞાની હોતાગણ ! આજે અહીં આ, પ્રયત્નપૂર્વક કરવા યોગ્ય એવા યજ્ઞમાં મેં તમારું વર્ણન કર્યું છે. સ્થિર યજ્ઞને જાણનાર એવા તમે, સ્થિરતાથી આવીને, સ્થિર ચિત્તથી અને શાંતિથી યજ્ઞ સમાપ્ત કરો. - ૧.

---

# મંત્ર : પહેલો

## 卐 મુખી મહારાજની આચાર-ક્રિયાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ*, નિરંજન* નિષ્કલંકી* (કલ્કિ) નારાયણ* તમારી આશિષે...

પ્રથમ આઠ લાખ કરણ* મધ્યે આદ્ય બ્રહ્માજીએ તપ કર્યાં ॥ ત્યારે

---

* બ્રહ્મા = પવિત્ર, નિર્વિકાર, રજોગુણી દેવ, સૃષ્ટા. * આદ્ય = પ્રથમના, પ્રારંભનું. * વિષ્ણુ = વિશ્વ વ્યાપક, સત્ત્વગુણી દેવ. *નિરંજન = દેખાય નહીં તેવા. * નિષ્કલંકી = વિષ્ણુનો દસમો અવતાર. * નારાયણ = આદિપુરુષ. *કરણ = માસ.

સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના સર્જનની આજ્ઞા બ્રહ્માજીને આપી ॥ સ્વર્ગની કૂંચી બ્રહ્માજીને હાથ ॥ નર્ક*ની કૂંચી યમદૂતને હાથ ॥ જે ધર્મ માર્ગે ચાલશે ॥ તે સહી અમરાપુર* મહાલશે ॥ ત્યાં થશે સ્વામીજીનાં દર્શન ॥ ત્યારે ચૌદ ભુવન*ના દેવતા બ્રહ્મા-વિષ્ણુને દ્વાર ॥ જે સ્વર્ગ, મૃત્યુ ને પાતાળના સર્જનહાર ॥ તે આદ્ય બ્રહ્માજીને ઠામ ॥ આજ તેનો મર્મ ન જાણે કોઈ ॥ પણ સાચા મુનિવર સમજે સોઈ ॥ બીજા કોઈ ન જાણે દુનિયાનાં લોક ॥ આજ ગોરનર (બ્રહ્મા-વિષ્ણુ) રહ્યા યુગમાં અલોપ ॥ તેના ચિત્તની કોઈ વાત ન જાણે ॥ આપ એકલા રહ્યા વખાણે ॥ મા,બાપ, બેન, બાંધવ નહીં કોઈ ॥ ત્યાં મૂરખ હાથ ઘસતા જોઈ ॥ તમે સાચા મુનિવર જાણો જેહ ॥ મન હઠીલા નિશ્ચે નરકે જાશે તેહ ॥। તમે ગત્‌ગંગા માંહે મળો મુનિવર ભાઈ॥ ત્યાં અમીરસ -પ્રસાદ લેજો જાઈ ॥

મુખી તે જે ધર્મનો માર્ગ બતાવે ॥ મોક્ષ મુક્તિનો માર્ગ બતાવે ॥ મુખી તે જે કોઈને ઘેર જાવે ॥ તો તે જીવનાં દુ:ખ દૂર કરાવે ॥ મુખી તે જે અસત્યને માર્ગે ન જાવે ॥ અને તે જીવને સત્‌પંથે મોક્ષ મુક્તિ કરાવે ॥ મુખી તે જે સર્વે સંકટ દૂર કરે ॥ અને લક્ષચોર્યાસી*ના ફેરા ટાળે ॥ મુખી તે જે અજ્ઞાનીને જ્ઞાની કરે ॥ અને શ્રદ્ધાવાનોનાં કારજ સારે ॥ મુખી પાસે જે જીવ આવે ॥ તેની કમાઈમાં વૃદ્ધિ કરાવે ॥ મુખી તે જે નિર્મળ હોવે ॥ સારે જીવકો વૈકુંઠનો મારગ બતાવે ॥ મુખી તે જે અમર ભેદ જાણે ॥ અગમ નિગમ*ની વાત પિછાણે ॥ મુખી તે જે ભેદ

* નર્ક = સહન થઈ શકે નહીં તેવું. * અમરાપુર = મોક્ષ. * ચૌદ ભુવન = ચૌદ બ્રહ્માંડ. * અમીરસ = અમૃત, ચરણામૃત. * લક્ષચોર્યાસી = ચાર ખાણી, આવાગમન. * અગમનિગમ = ભૂત, ભવિષ્ય, વર્તમાન કાળ જાણનાર.

વરસાદનો જાણે ॥ સર્વના ઘરની વાત પિછાણે ॥ મુખે તે જે દેવને નજરે દેખે ॥ જન્મ-મરણના ભેદ જ પેખે* ॥ મુખી તે જે સત્ય વાત સાચી કરી જાણે ॥ તે નીતિની કમાણી સાચી કરી માને ॥ તે કમાણીનો મર્મ પિછાણે ॥ તે મુખીની સેવા અમર પરમાણે ॥ જે મુખીની સેવા અમર જાગે ॥ તે સત્ય, સંતોષ, ધીરજ માગે ॥

જે એક મને, એક ચિત્તે સત્ય ધર્મને ધાએ ॥ તે મુનિવર અમરલોકમાં જાએ ॥ જે દશાંશ* સુક્રિતે (પુણ્યે*) ખરા મુનિવર હશે ॥ તે જીવ અમરાપુરમાં જશે ॥ તમે ઋષિવર, સ્વામીશું રાખો ચિત્ત ॥ ગત્‌ગંગામાં મળવું નિત્ય ॥ આજ ભૂલવણીમાં પડશો નહીં ॥ તમે અમરાપુરમાં જાશો સહી ॥ ભૂલ્યા કાં ભમો છો ગમાર ॥ સાચા ઋષિવર તે સચિયાર* ॥ ઋષિવર હશે તે સ્વામીજીના સૈન્યમાં મળશે ॥ તેજી ઘોડે મુનિવર ચડશે ॥ જે ગુરુ ગોવિંદનું ધ્યાન જ ધરશે ॥ તે નિત્ય નિત્ય દર્શન સાહેબનાં કરશે ॥ જ્યારે સાહેબને ત્રિવેણીના આસને દેખશે ॥ ત્યારે નિત્ય નિત્ય દર્શને મુનિવર રહેશે ॥ જ્યારે આદેશ લઈને આસને બેસશે ॥ ત્યારે નિત્ય નિત્ય દર્શને મુનિવર રહેશે ॥ એમ બોલ્યા સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ આજ ॥ ગત્‌ગંગામાં મળીને કરો કમાઈ ॥ તમે સત્યે ચાલો સચિયારા ભાઈ ॥

**॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥**

**॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥**

● ● ●

---

* પેખે = જુએ. * દશાંશ = દસમો ભાગ. * સચિયાર = સાચા.

ॐ

मंत्र-२

यज्ञपतिमृषय एनसाहुर्निर्भक्तं प्रजा अनुतप्यमानम् ।
मथव्याऽन्त्स्तोकानप यान्राध सं नस्तेभि सृजतु विश्वकर्मा ॥२॥

अथर्ववेद : कांड-२, सूक्त-३५, मंत्र-२.

ભાવાર્થ : દુઃખી પ્રજાજનોના સંબંધમાં હૃદયથી તપનારા યજ્ઞકર્તા પુરુષોને નિષ્પાપ સમજે છે, જે સોમનું મંથન કરી યાગ કરે છે, તેમની સાથે વિશ્વકર્તાની કૃપાથી અમારો સંબંધ જોડાઈ જાય. - ૨.

---

# મંત્ર : બીજો

## 卐 વારિયજ્ઞ દેવ સ્થાપના મંડાણનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ*, નિરંજન* નિષ્કલંકી* (કલ્કિ) નારાયણ* તમારી આશિષે...

તમે સુણો મુનિવર વેદ* વિચાર ॥ મુખી તણા ક્રિયા આચાર* ॥ આવી ગતમાં નમસ્કાર કરે ॥ એક મના થઈ ઊભો રહે ॥ બ્રહ્મ સ્વરૂપ ગત પાસે માગે વચન ॥ નિર્મળ કરાવે જીવ*

* બ્રહ્મા= પવિત્ર, રજોગુણી દેવ, સૃષ્ટિ. * આદ્ય = પ્રારંભનું. * વિષ્ણુ = સત્ત્વગુણવાળા દેવ, વિશ્વ વ્યાપક પરમાત્મા. * નિરંજન = દેખાય નહીં તેવા. * નિષ્કલંકી = વિષ્ણુનો દસમો અવતાર. * નારાયણ = આદિ પુરુષ. * વેદ = ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ. * આચાર = પવિત્ર વ્યવહાર. * જીવ = શરીરની ચેતન શક્તિ.

ને પિંડ* ॥ ગત્ગંગા મળીને કરે આશિષ ॥ આજ ગત્ માંહે ગોરનર છે જગદીશ ॥ ત્યાં નાનાં મોટાં સહુ કરગરે ॥ જપે જાપ ને ક્ષમા માગે ॥ કહી આદેશ* ને માણ* જ લેવે ॥ ત્યાં નિર્વિષ* થઈને ઊભો રહેવે ॥ હૃદયે રાખે હરિનો જાપ ॥ ક્ષમા થકી ઉતરે પાપ ॥ માણ તણી આશિષ જો કરે ॥ જપે જાપને પાતક ઉતરે ॥ બે જણ મળી ઉતરાવે માણ ॥ એક બીજાને કહી આદેશ ॥ માણ ઉતારી ઊભો રહે ॥ નમી ગતને નમસ્કાર કરે ॥

એક મના* થઈને ડગ જો ભરે ॥ મુખી તણે આસને સંચરે ॥ આસને જઈ કહે હેજંદા* ॥ બક્ષો* ગુના ગોર-ગતના બંદા ॥ ભીડી આસન બેસે કાયા ॥ દિલથી દૂર કરે મોહ માયા ॥ જે સત્ય-સંતોષે બેસે સહી ॥ તે દયા ક્ષમાએ રહેણીએ* રહી ॥ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણે ॥ નિશ્ચિત દિશાએ સન્મુખ રહે ॥

ગત્ગંગાનો માગે આદેશ ॥ કહી યજ્ઞ*નું માંડે કામ ॥ ત્રણ દરવાજા* બંધ જો કરે ॥ જ્યાં થકી પવન ન સંચરે ॥ કહી આદેશ ને માંડે પાટ ॥ મુનિવર તણી મુક્તિની વાટ ॥ માંડી પાટ પૈસાને કળશ જો લહે ॥ ધૂપ-દીપને અર્પણ કરે ॥ માંડી કળશને એક ચિત્તે રહે ॥ અક્ષત* લઈને કળશમાં ધરે ॥ ફૂલહાર ઘટ-પાટે ધરે ॥ અગર-ચંદન અર્પણ કરે ॥ ભરી કળશને ગુજારે આપ ॥ બોલે મંત્ર હરિના

---

* પિંડ = દેહ, શરીર. * આદેશ = આજ્ઞા માગીને. * માણ = ઘડો. * નિર્વિષ = વેરઝેર વિનાનો. * એક મના = મનને એકાગ્ર રાખવું. * બક્ષો = માફ કરો. * રહેણીએ = કરણીએ. * યજ્ઞ = ઘટપાટ કળશ પૂજા, વારિયજ્ઞ. * ત્રણ દરવાજા = મુખ, નાક, કાન. * અક્ષત = ક્ષતિ રહિત (જુવાર દાણા).

જાપ ॥ મંત્ર બોલી નિપાવે અમીરસ ॥ મંત્રે નિરંજન છે ભરપૂર ॥ ત્રણ દેવની પૂજા કરે ॥ ગંગોદક લઈ કળશમાં ધરે ॥ અમીરસ માંહે શક્તિ*નો વાસ ॥ અમીરસે નારાયણ* થયા પ્રકાશ ॥ પંચ દેવ* તો અમીરસ માંહે રહે ॥ ચોવીસમા પાત્ર કલિયુગમાં હોશે ॥ એક મના થઈ મુખી જો બોલે ॥ ગોરનર અંશ એક કરી જાણે ॥

એક જ અંશે ગોરનર આવ્યા સહી ॥ જ્ઞાની મુખીએ દીઠા સહી ॥ પ્રદક્ષિણાનું મોટું જ્ઞાન ॥ પૂજીએ તો મેરુ સમાન ॥ એવી આશિષ મુખી જો કરે ॥ કળશ આગળ પ્રસાદ ધરે ॥ જીવતા-મૃતક* હોઈ રહે ॥ સુખ-દુઃખ દિલનાં સદ્‌ગુરુશું કહે ॥ પૂજા કરે વારિયજ્ઞ સાર ॥ માંહે નિરંજન સચરાચર* ॥

મુખી તે જે ભાર ગતનો આપે સહે ॥ પર વેદના* દુઃખ દિલમાં ગ્રહે ॥ મુખી તે જે મન મારીને રહે ॥ મુખ માંહેથી કોઈને મર ના કહે ॥ નિત્ય નિત્ય હાલ ગુજારે* આપ ॥ આશિષ બોલી ઉતારે પાપ । કહી આશિષ ને છોડાવે કરમ ॥ ગોરનરની ક્રિયા-આચારે વધે ધરમ ॥ બોલે સાચું ને વચન પાળે ॥ બ્રહ્માનંદ પરમ સુખ માણે ॥ મુખી તે જે એટલી ક્રિયા કરે ॥ નિત્ય નિત્ય હાલ ગુજારે ને માણ જ લેવે ॥ મુખી તે જે ક્રિયા આચારશું નિર્ભય રહે ॥ એવી આશિષ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ કહે ॥

**॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥**

**॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥**



---

* શક્તિ = નારાયણનું મુખ્ય બળ, આદ્ય શક્તિ નારાયણી. * નારાયણ = જેનું પાણી ઉપર આસન છે તે વિષ્ણુ. * પંચદેવ = (૧) આદ્ય નારાયણ, મૂળપુરુષ, (૨) બ્રહ્મા, (૩) વિષ્ણુ, (૪) મહેશ્વર, (૫) શક્તિ. * મૃતક = તમામ કામનાઓનો નાશ કરીને મરેલા જેવો. * સચરાચર = સર્વવ્યાપક. * પર વેદના = બીજાનું દુઃખ. * હાલ ગુજારે = પરિસ્થિતિ રજૂ કરવી.

ॐ

<u>मंत्र-३</u>

यद् देवा देवहेडनं देवासश्चकृमा वयम् ।
आदित्यास्तस्मान्नो यूयमृतस्यर्तेन मुञ्चत ॥१॥

ऋतस्यर्तेनादित्या यजत्रा मुञ्चतेह नः ।
यज्ञं यद् यज्ञवाहसः शिक्षन्तो नोपशेकिम ॥२॥

मेदस्वता यजमानाः स्रुंचाज्यानि जुह्वतः ।
अकामा विश्वे वो देवाः शिक्षन्तो नोप शेकिम ॥३॥

अथर्ववेद : कांड-६, सूक्त-११४, मंत्र-१,२,३.

ભાવાર્થ : દેવોના વિષે જે તિરસ્કાર કદી કદી અમારાથી બની જાય, તો તે પાપમાંથી અમે યજ્ઞના સાચા ફળ વડે મુક્ત થઈએ. - ૧.

અમે પોતાના તરફથી યજ્ઞની સંપૂર્ણ તૈયારી કરીએ છીએ, તો પણ તેમાં જે ખામીઓ થતી હોય છે, તો તે પાપથી અમે યજ્ઞના સત્ય ફળના કારણે મુક્ત થઈશું. - ૨.

અમે ઉત્તમ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવા છતાં પણ જે દોષ અમારાથી થાય છે તેનું નિવારણ યજ્ઞમાં જે ઘીની આહુતિઓ અમે આપીએ છે તેથી થાય અને અમે ઉત્તમ યજ્ઞકર્તા થઈએ. - ૩.

# મંત્ર : ત્રીજો

## 卐 મુખી મહારાજે ક્ષમા માગવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! ક્ષમા હજાર વાર ॥ સેવક અપરાધી ॥ કીધા અનંત અપરાધ ॥ આદ્ય અંતના ધણી શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ તમે જંબુદ્વીપના ધણી ॥ વિષ્ણુ નારાયણ ॥ વિશ્વાધાર ॥ સૃષ્ટિના સર્જનહાર ॥ જંબુદ્વીપે ધર્યો અવતાર ॥ રેણી કીજે ખેર ॥ દિવસ કીજે મહેર ॥ સ્નેહની દૃષ્ટિ કરો ॥ સેવકોનાં દુઃખ-દરિદ્ર દૂર કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ॐ

मंत्र-४

घोरा ऋषयो नमो अस्त्वेभ्यश्चक्षुर्यदेषां मनसश्च सत्यम् ।
बृहस्पतये महिष द्यु मन्नमो विश्वकर्मन्नमस्ते पाह्य१स्मान् ॥४॥
यज्ञस्य चक्षुः प्रभृतिर्मुखं च वाचा श्रोत्रेण मनसा जुहोमि ।
इमं यज्ञं विततं विश्वकर्मणा देवा यन्तु सुमनस्यमानाः ॥५॥

अथर्ववेद : कांड-२, सूक्त-३५, मंत्र-४,५.

ભાવાર્થ : ઋષિ ઘણા તેજસ્વી પ્રભાવશાળી હોય છે, કારણ કે તેઓના મનમાં અને દૃષ્ટિમાં સત્ય ચમકતું રહે છે. તે જ્ઞાનીઓને અમે પ્રણામ કરીએ છીએ. હે સર્વ શક્તિમાન વિશ્વકર્તા ! અમારું બધા પ્રકારે રક્ષણ કર, તારા માટે અમે હંમેશાં નમન કરીએ છીએ. - ૪.

હું પોતાની વાણી, કાન અને મનથી યજ્ઞના ચક્ષુ, પેટ અને મુખમાં આત્માર્પણ કરું છું, કારણ કે વિશ્વકર્તાએ યજ્ઞ પ્રસાર્યો છે, જેમાં બધા દેવો આવી કાર્ય કરે છે. - ૫.

---

# મંત્ર : ચોથો

## 卐 મુખી મહારાજે આસન આગળ ઊભા રહીને સ્તુતિ કરવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ શબ્દ તો ૐ*કાર* ॥ ૐકારથી ધૂંધૂકાર* ॥ નિરંજન નિરાકાર* ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ સ્વામી ! તમે ધર્યા અવતાર ॥ સ્વામી ! ધર્મ માંહે તમે ॥ સ્વામી ! સૃષ્ટિ માંહે તમે ॥ પ્રગટ તમે, પ્રત્યક્ષ તમે, કાયમ* તમે ॥ નિત્ય તમે, આદ્ય તમે, અંત તમે ॥ કળા તમારી, અસ્તિત્વ તમારું ॥ ભાવ, ભક્તિ, શ્રદ્ધા અમારાં ॥ અમો સેવકો અપરાધી ॥ સ્વામી ! તમો અપરાધ ક્ષમા કરનાર ॥ સેવકોને દર્શન દેજો ॥ ફળંતર વેળા*માં ઉગારી લેજો ॥ આસને સિંહાસને આવી પરવરો ॥ કીધા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધ ન કરાવશો ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ ગત્‌ગંગાને દર્શન દેજો ॥ સ્વામી ઐક્ય* કરો ॥ દ્વૈત* દૂર કરો ॥ ધર્મ સ્થાપો ॥ પાપ કાપો ॥ સતિયાંની સોબતમાં રાખો ॥ સમર્યા સહાય કરો ॥ કરગર્યા કાને ધરો ॥ આવાગમન* દૂર કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* ૐ = જગત્‌ના તમામ તત્ત્વોની ખાણ. * કાર = આકાર. * ધૂંધૂકાર = ધ્રૂજતા શબ્દોનો આભાસ. * નિરાકાર = જેનો આકાર નથી. * કાયમ = નિરંતર, નિત્ય. * ફળતંર વેળા = છેવટનો સમય. * ઐક્ય = એકતા. * દ્વૈત = જુદાપણું. * આવાગમન = જન્મમરણ.

ॐ

**मंत्र-५**

नमस्ते प्रवतो नापाद् यतस्तपः समूहसि ।
मृडया नस्तनूभ्यो मयस्तोकेभ्यस्कृधि ।।२।।

प्रवतो नपान्नम एवास्तु तुभ्यं नमस्ते हेतये तपुषे च कृण्मः ।
विद्म ते धाम परमं गुहा यत् समुद्रे अन्तर्नि हितासि नाभिः ।।३।।

अथर्ववेद : कांड-१, सूक्त-१३, मंत्र-२,३.

ભાવાર્થ : હે ઉચ્ચતાને નીચે ન પાડનારા, તને નમસ્કાર હોજો. કારણ કે તું તપને એકઠું કરે છે. અમારા શરીરને સુખ આપ અને બાળકોને સુખ પ્રદાન કર. - ૨.

હે ઉચ્ચતાથી નીચે ન પાડનારા તને નમસ્કાર હોજો. તારા વજ્ર અને પ્રકાશને માટે નમસ્કાર હોજો. જે તારું સ્થાન પરમ ગુફા અર્થાત્ હૃદય રૂપી ગુફામાં છે તે અમે જાણીએ છીએ, તે સમુદ્રથી અંદર તું નાભિ રૂપ રહ્યો છે. - ૩.

# મંત્ર : પાંચમો

## 卐 મુખી મહારાજે પ્રથમ જમણો પગ આસન ઉપર મૂકી, પ્રાર્થના કરવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હેજંદા ! કાયમ દેવ* પાયા* ॥ સ્વામી પાયા ॥ સ્વામીજીનાં દર્શન પાયા ॥ ઋષિવરોનાં રાજ પાયા ॥ અમરાપુર*ના વાસ પાયા ॥ અનંત* કરોડના સત્સંગ પાયા ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* કાયમ દેવ = હંમેશાં રહેનારો. અખંડ અવિનાશી. * પાયા = મેળવ્યા. * અમરાપુર = જ્યાં નાશ નથી તેવું સ્થાન, મોક્ષધામ. * અનંત = છેવટના સંગ કે જેની સંખ્યાનો સુમાર નથી, શ્રી નિષ્કલંકી નારાયણના અનુયાયીઓ.

ॐ

## મંત્ર-૬

अदितिर्द्यौरदितिरन्तरिक्ष मदितिर्माता स पिता स पुत्रः ।
विश्वे देवा अदितिः पञ्चजना अदितिर्जातमदितिर्जनित्वम् ॥१॥

महीमूषु मातरं सुव्रतानामृतस्य पत्नीमवसे हवामहे ।
तुविक्षत्रामजरन्तीमुरूचीं सुशर्माणमदितिं सुप्रणीतिम् ॥२॥

अथर्व वेद : कांड-७, सूक्त-६, मंत्र-१,२.

ભાવાર્થ : "માતૃભૂમિ જ અમારું સ્વર્ગ છે, તે જ અંતરિક્ષ છે, તે જ માતા, પિતા અને પુત્ર-પૌત્ર છે. તે અમારા બધા દેવતાઓ છે અને તે જ અમારી જનતા છે. થવાનું અને થયેલું બધું જ કંઈ અમારા માટે માતૃભૂમિ જ છે - ૧.

"માતૃભૂમિ સારા પુરુષાર્થી મનુષ્યોનું રક્ષણ કરે છે, સત્યની તે રક્ષક છે. એવી માતૃભૂમિના માટે અનેક પ્રકારનું ક્ષાત્ર તેજ પ્રકાશિત થાય છે, માતૃભૂમિ ક્ષીણ ન કરનારી છે, વિશાલ સુખ આપનારી છે, અમને સારા રસ્તે ચલાવનારી અને અમને ભરપુર અન્ન આપનારી છે. તેનાથી અમારું રક્ષણ થાય છે માટે અમે તેનો યશ ગાઈએ છીએ. - ૨.

# મંત્ર : છઠ્ઠો

## 卐 ઘટના આસન માટે પાટ માંડવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી તમે ૐ કાર માંહે આપો આપ ॥ શક્તિ રૂપી જપાવ્યો જાપ ॥ શક્તિ રૂપી રચ્યો સંસાર ॥ શક્તિ વેદ ઉત્તમ આચાર ॥ હેઠે શક્તિને ઉપર કલા* ॥ પાંચ દેવ તે સભરે ભર્યા* ॥ આસન શક્તિ દિવ્ય તેજ ॥ તેથી સર્જ્યા નિરંજન હેત ॥ શ્રેષ્ઠ શક્તિ માટી સહી ॥ માટી વિના ન ઉપન્યા કોઈ ॥ માટી ઘટ ને માટી પાટ ॥ માટી મોક્ષ મુક્તિની વાટ ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* કલા = વિદ્યાયુક્તિ, હુન્નર. આદ્ય પુરુષનો ભેદ. * સભરે ભર્યા = સર્વ ઠેકાણે વ્યાપક.

ॐ

## मंत्र-७

सुत्रामाणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् ।
दैवीं नावं स्वरित्रामनागसो अस्त्रवन्तीमा रुहेमा स्वस्तये ॥३॥

वाजस्य नु प्रसवे मातरं महीमदितिं नाम वचसा करामहे ।
यस्या उपस्थ उर्व१न्तरिक्षं सा नः शर्म त्रिवरूथं नि यच्छात् ॥४॥

अथर्ववेद : कांड-७, सूक्त-७, मंत्र-३,४.

ભાવાર્થ : ઉત્તમ હલેસાંવાળી, અંદર પાણી ન આવનારી હોડી ઉપર ચઢવાની જેમ અમે ઉત્તમ રક્ષક, તેજસ્વી, અવિનાશક, સુખદાયક, ઉત્તમ ચાલક માતૃભૂમિની ઉપર અમે અમારા કલ્યાણ માટે ઉન્નત થઈએ છીએ. - ૩.

અન્નની ઉત્પત્તિ કરવા માટે અન્ન આપનારી માતૃભૂમિના યશનું અમે ગાયન કરીએ છીએ. જેના ઉપર આ મોટું અંતરિક્ષ છે, તે માતૃભૂમિ અમને ઉત્તમ સુખ આપે. - ૪.

# મંત્ર : સાતમો

## 卐 પાટ માંડી નમસ્કાર કરવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમારા દશે અવતારોને પ્રણામ ॥ પૃથ્વી માતા તમને પ્રણામ ॥ માતા વસુંધરા તમને પ્રણામ ॥ સ્વામી ! અલખ* તમે ॥ અમર તમે ॥ કાયમ તમે ॥ કિરતાર* તમે ॥ દર્શન દેજો તમે ॥ માતા વસુંધરા ! તમને પ્રણામ ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





* અલખ = સમજાય નહીં તેવો, લખી ન શકાય તેવો. * કિરતાર = કર્તા, પ્રભુ, ઈશ્વર.

ॐ

मंत्र-८

**ब्रह्मास्य शीर्ष बृहदस्य पृष्ठं वामदेव्यमुदरंमोनदस्य ।**
**छन्दांसि पक्षौ मुखमस्य सत्यं विष्टारी जातस्तपसोऽधि यज्ञः ॥१॥**

अथर्व वेद : कांड-४, सूक्त-३४, मंत्र-१.

ભાવાર્થ : આ અન્નનું શિર બ્રાહ્મણ, પીઠ ક્ષત્રીય અને મધ્ય ભાગ વૈશ્ય છે. છંદ તેના ડાબા-જમણા ભાગ છે અને સત્ય તેનું મુખ છે. આ અન્નથી વિસ્તૃત યજ્ઞ સિદ્ધ થાય છે. - ૧.

---

# મંત્ર : આઠમો

## 卐 પાટ ઉપર અક્ષત મૂકવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ આદ્ય નિરંજન ધૂંધૂકાર ॥ સૃષ્ટિ કાજે ગોરનરે ધર્યા અવતાર ॥ ધૂંધૂકારમાં ધ્યાન જ ધરી ॥ છત્રીસ યુગને ચોર્યાસી ચોકડી પહેલી કરી ॥ પહેલાં સર્જ્યા બ્રહ્મા તન* ॥ તેથી સર્જ્યા આત્મ રતન ॥ આપસ તનથી પ્રગટ્યાં તેજ ॥ તેના સર્જ્યા ચંદ્ર-સૂર્ય ॥

---

* બ્રહ્મા તન = બ્રહ્માનું શરીર.

નારાયણે સર્જી મૂરત ચાર* ॥ ચતુર્વેદને ૐ કાર ॥ ૐ કારથી સર્જ્યા સત્‌પંથ ॥ ધરી અવતારને બાંધ્યા બંધ ॥

સ્વામી ! અથર્વવેદને ચોક સિંહાસને આવો ॥ ઘટમાં આવીને વાસ કરો ॥ પાટની પૂજાએ રહો ॥ કળશ માંહે કળા ધરો ॥ ઘટ-ગતમાં આવી પરવરો ॥ આદ્ય બ્રહ્મા*એ ઘટ પાટ સ્થાપ્યા ॥ ચતુર્દિશામાં ફેરવી *દુહાઈ ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મૂરત સોહી* ॥ આલોક, પરલોક, દેવલોક, ગત્‌ગંગા તથા આજ્ઞાંકિત સેવકોનાં આમંત્રણ સ્વીકારો ॥ કળશ માંહે તમારી કળા ધરો ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ ॥ સદ્‌ગુરુ પાત્ર ઈંદ્ર હંસતેજજી મહારાજે દર્શન દીધાં ॥ બાર કરોડી જીવો ઉદ્ધાર્યા ॥ સદ્‌ગુરુએ બતાવ્યા ધર્મ ને જપાવ્યા જાપ ॥ સદ્‌ગુરુએ કીધા પાવન ॥ ગોરનરે પૂરી શાખ* ॥ મુખી મહારાજ સ્થાપ્યા સવા લાખ ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* દુહાઈ = આજ્ઞા, આદેશ * મૂરત ચાર = (૧) બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) મહેશ (૪) શક્તિ.
* આદ્ય બ્રહ્મા = જગત્‌ને પેદા કરનાર મૂળ પુરુષ. * સોહી = એ જ. * શાખ - સાક્ષી.

ॐ

मंत्र-९

इन्द्रो मा मरुत्वान्प्राच्या दिशः
पातु बाहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृतः पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२५॥
धाता मा निर्ऋत्या दक्षिणाया दिशः
पातु बाहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृतः पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२६॥
अदितिर्मादित्यैः प्रतीच्या दिशः
पातु बाहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृतः पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२७॥
सोमो मा विश्वैर्देवैरुदीच्या दिशः
पातु बाहुच्युता पृथिवी द्यामिवोपरि ।
लोककृतः पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥२८॥

अथर्व वेद : कांड-१८, सूक्त-३, मंत्र-२५,२६,२७,२८.

ભાવાર્થ : "પવનથી યુક્ત ઈંદ્ર, મારી પૂર્વ દિશાથી આવવાવાળી આપત્તિઓનું નિવારણ કરી રક્ષા કરે. જેવી રીતે કે પૃથ્વી દ્યુની રક્ષા કરે છે, તેવી રીતે અમારે માટે લોકો અને માર્ગોના બનાવવાવાળા દેવજનોની અમે પૂજા કરીએ છીએ. તે હવિ દાન કરે છે. જો કે દેવ જન સંસારમાં વિદ્યમાન છે અને શ્રેષ્ઠ માર્ગ પ્રાપ્ત થાય." - ૨૫.

"દક્ષિણ દિશામાં સર્વને ધારણ કરવાવાળા અમારી રક્ષા કરે અને શ્રેષ્ઠ માર્ગ પ્રાપ્ત થાય." -૨૬.

"પશ્ચિમ દિશામાં અખંડનીય શક્તિ, અદિન શક્તિ આદિત્યોથી પશ્ચિમ દિશાથી આવવાવાળી વિપત્તિઓથી અમારી રક્ષા કરે અને શ્રેષ્ઠ માર્ગ પ્રાપ્ત થાય." - ૨૭.

"સોમ બધા દેવોની સાથે ઉત્તર દિશાથી આવવાવાળી આપત્તિઓથી અમારી રક્ષા કરે અને શ્રેષ્ઠ માર્ગ પ્રાપ્ત થાય". - ૨૮.

---

# મંત્ર : નવમો

## 卐 પાટને ચારે દિશાએ પૈસા મૂકવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! આજ કલિયુગનું વર્તમાન ॥ જો આજ નારાયણનું સ્થાન ॥ ઘટે બ્રહ્મા ॥ ઘટે વિષ્ણુ ॥ ઘટે દેવ મહેશ્વર ॥ ઘટમાં ચૌદ લોકનો વાસ ॥ તેત્રીસ કોટિ દેવતાનો વાસ ॥ ઘટ મધ્યે બ્રહ્મા-વિષ્ણુનો પરિવાર ॥ જે આજ કલિયુગમાં હોય તેનો વાસ ॥ પાત્ર નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સિંહાસન તમારું ॥ તમે સ્થાપો ॥ તમે બેસો ॥ સત્ તમારું ॥ દત્ત તમારું ॥ ધર્મ તમારો ॥ કર્મ અમારું ॥ ભાવ ભક્તિ શ્રદ્ધા અમારાં ॥ અમે સેવકો અપરાધી ॥ અમને તમારા ચરણમાં રાખો ॥ સમર્યા સહાય કરો ॥ કરગર્યા કાને ધરો ॥ આવાગમન દૂર કરો ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •



ॐ

## મંત્ર-૧૦

**भग एव भगवाँ अस्तु देवस्तना वयं भगवन्तः स्याम ।**

**तं त्वा भग सर्व इज्जोहवीमि स नो भग पुर एता भवेह ॥५॥**

**अथर्व वेद : कांड-३, सूक्त-१६, मंत्र-५.**

ભાવાર્થ : ભગવાન પરમેશ્વર અમને ભાગ્ય દેનારો થાઓ. તેની કૃપાથી અમે ભાગ્યશાળી બનીએ ! હે ભગવન્ ! અમે બધા તારું ભજન કરીએ છીએ, તેથી તું પ્રસન્ન થા અને અમને સર્વને યોગ્ય માર્ગ પર ચલાવનારો તું અમારો માર્ગદર્શક બન. - ૫.



# મંત્ર : દસમો

## 卐 પાટે પૈસા મૂકી પગે લાગવાનો મંત્ર 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ આદ્ય નારાયણે કીધો વિસ્તાર* ॥ ત્યારે દિશા આલેખી* ચાર ॥ ચતુર્દિશામાં કીધાં ચતુર્થ સ્થાન ॥ ત્યાં સદ્‌ગુરુએ દેખાડ્યાં હરિનાં ધામ ॥ પ્રથમ, દ્વિતીય, તૃતીય, ચતુર્થ કલ્પ*ની શાખ ધરી ॥ સદ્‌ગુરુએ નામ ભણાવ્યાં હરિ ॥ ઝાંખા*, મેઘા*, કિન્નર* અનંત ॥ જેણે સદ્‌ગુરુશું રાખ્યાં અવિચળ ચિત્ત ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* વિસ્તાર = ફેલાવો, રચના. * આલેખી = નક્કી કરી. * કલ્પ = ચાર યુગની ચોકડી તે કલ્પ (દશરાયણ કલ્પ, દેવગુણ કલ્પ, લીલવગુણ કલ્પ, શ્વેતવેરા કલ્પ). * ઝાંખા = દશરાયણ કલ્પના ભક્તો. * મેઘા = દેવગુણ કલ્પના ભક્તો. * કિન્નર = લીલવગુણ કલ્પના ભક્તો.

ॐ

## मंत्र-११

उदेनमुत्तरं नयाग्ने घृतेनाहुत ।
समेनं वर्चसा सृज प्रजया च बहुं कृधि ॥१॥

इन्द्रेमं प्रतरं कृधि सजातानामसद् वशी ।
रायस्पोषेण सं सृज जीवातवे जरसे नय ॥२॥

यस्य कृण्मो हविर्गृहे तमग्ने वर्धया त्वम् ।
तस्मै सोमो अधि ब्रवदयं च ब्रह्मणस्पतिः ॥३॥

अथर्व वेद : कांड-६, सूक्त-५, मंत्र-१,२,३ .

ભાવાર્થ : "જેના ઘરમાં નિત્ય હવન થાય છે તેની દરેક પ્રકારે ઉન્નતિ થાય છે. દરરોજ તેને સુખ અને સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, માટે દરરોજ હવન કરવું લાભદાયક છે. હવનથી આરોગ્ય, બળ, દીર્ઘ જીવન પ્રાપ્ત થઈ, ધન, કીર્તિ અને બીજા બધા પ્રકારનો અભ્યુદય અને નિઃશ્રેયસ પણ પ્રાપ્ત થાય છે." - ૧, ૨, ૩.

# મંત્ર : અગિયારમો

## 卐 કળશને ધૂપથી પવિત્ર કરવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ધૂપ જલે* ॥ અગર* જલે ॥ ભવની પીડા ટળે ॥ દેવ જાગે ॥ ત્યાં દૈત્ય ભાગે ॥ ધૂપ ત્યાં રૂપ ॥ દેવ ત્યાં પૂજા ॥ અલખ નિરંજન નિરાકાર ॥ અવર* દેવ નહિ દૂજા ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •



* જલે = બળે. * અગર = સુગંધિત દ્રવ્યો. * અવર = બીજો, અન્ય.

ॐ

## मंत्र-१२

ये ते पन्थानोऽव दिवो येभिर्विश्वमैरयः ।
तेभिः सुम्नया धेहि नो वसो ॥१॥

अथर्व वेद : कांड - ७, सूक्त - ५५, मंत्र-१.

असपत्नं नो अधरादसपत्नं न उत्तरात् ।
इन्द्रासपत्नं नः पश्चाज्ज्योतिः शूर पुरस्कृधि ॥१७॥

अथर्व वेद : कांड - ८, सूक्त - ५, मंत्र - १७.

अप तस्य हतं तमो, व्यावृतः स पाप्मना ।
सर्वाणि तस्मिन् ज्योतींषि, यानि त्रीणि प्रजापतौ ॥४०॥

अथर्व वेद : कांड - १०, सूक्त - ७, मंत्र - ४०.

ભાવાર્થ : "હે પ્રભુ ! જે તારા પ્રકાશના રસ્તાઓ છે અને જે વડે તું બધી દુનિયાને ચલાવે છે, તે વડે અમને સુખપૂર્ણ રસ્તે લઈ જા અને સુખેથી રાખ. - ૧.

અમારું રક્ષણ બધી તરફથી થતું રહે અને અમારી સામે પ્રકાશક માર્ગ સ્થિર બને. - ૧૭.

"તે જ્યોતિથી અંધકાર સર્વત્ર નષ્ટ થાય છે તે પાપથી વિમુક્ત છે, તે પ્રજાપાલકમાં સર્વ જ્યોતિ છે. જે ત્રણ સંયોગ, વિયોગ અને સ્થિતિ તથા રજ, સત્ત્વ અને તમસ રૂપે છે. આ ત્રણ ગુણોના અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ દેવતાના પ્રતિક રૂપે છે. આ જ્યોતિનું ધ્યાન કરી, ગુરુ પાસેથી મળેલા મંત્રથી, શ્વાસોચ્છ્વાસની સાથે તાલબદ્ધ સ્મરણ કરવું. જેથી ત્રિગુણી પ્રકૃતિમાંથી

મુક્તિ મળે છે અને એક જ સત્ત્વ ગુણ રહે છે. તે જ પ્રણવ રૂપે પૂર્ણ પરિબ્રહ્મ છે.'' - ૪૦.

---

# મંત્ર : બારમો

## 卐 દિવ્ય જ્યોતને પ્રણામ કરવાનો મંત્ર 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ગુરુ દીવો ॥ ગુરુ દેવતા ॥ ગુરુ વિના ઘોર અંધકાર* ॥ ગુરુ વિના યુક્તિ નહિ ॥ ગુરુ વિના મુક્તિ* નહિ ॥ મન તાળું ॥ ગુરુ મંત્ર કૂંચી ॥ ખોલો ધર્મ દ્વાર* ॥ દેખો નારાયણનાં દર્શન ॥ તરીએ ભવ-સાગર પાર ॥ જાગે જ્યોત ॥ ત્યાં ભાગે છોત ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* ઘોર અંધકાર = જેમાં દીવો પણ પ્રકાશ ન આપી શકે તેવું અંધારું. * મુક્તિ = બંધન નહીં તેવું. * દ્વાર = દરવાજો, બારણું.



## મંત્ર-૧૩

(१) अप्स्वं१न्तरमृतमप्सु भेषजम् ।
अपामुत प्रशस्तिभिरश्वाभवथ वाजिनो गावो भवथ वाजिनीः ॥४॥

अथर्व वेद : कांड-१, सूक्त-४, मंत्र-४.

(२) आपो हिष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥१॥

अथर्व वेद : कांड-१, सूक्त-५, मंत्र - १.

(३) हिरण्यवर्णाः शुचयः पावका यासु जातः सविता यास्वग्निः ।
या अग्निं गर्भं दधिरे सुवर्णास्ता न आपः शं स्योना भवन्तु ॥१॥

(४) यासां राजा वरुणो याति मध्ये सत्यानृते अवपश्यन् जनानाम् ।
या अग्निं गर्भं दधिरे सुवर्णास्ता न आपः शं स्योना भवन्तु ॥२॥

(५) यासां देवा दिवि कृण्वन्ति भक्षं या अन्तरिक्षे बहुधा भवन्ति ।
या अग्निं गर्भं दधिरे सुवर्णास्ता न आपः शं स्योना भवन्तु ॥३॥

(६) शिवेन मा चक्षुषा पश्यतापः शिवया तन्वोप स्पृशतत्वचमे ।
घृतश्चुतः शुचयो याः पावकास्ता न आपः शं स्योना भवन्तु ॥४॥

अथर्व वेद : कांड-१, सूक्त-३३, मंत्र - १, २, ३, ४

(७) दिव्यं सुपर्णं बृहन्तमपां गर्भं वृषभमोषधीनाम् ।
अभोपतो वृष्ट्या तर्पयन्तमानो गोष्ठे रयिष्ठां स्थापयाति ॥१॥

अथर्व वेद : कांड-७, सूक्त-३९, मंत्र-१.

ભાવાર્થ :

(૧) જળમાં અમૃત છે, જળમાં ઔષધ છે, જળના શુદ્ધ ગુણથી ઘોડા બળવાન બને છે અને ગાયો પણ શક્તિશાળી થાય છે. - ૪.

(૨) હે જળ, કારણ કે તમે સુખકારક છો, એટલા માટે તમે અમારા બળને માટે તથા રમણીયતાના દર્શનના માટે અમને પુષ્ટ કરો. - ૧.

(૩) અંતરિક્ષમાં સંચાર કરનારા વાદળાઓમાં તેજસ્વી પવિત્ર અને શુદ્ધ પાણી છે. જે મેઘ મંડલમાંથી સૂરજ દેખાય છે. જેમાં વીજળી રૂપે અગ્નિ કોઈ કોઈ વખતે વ્યક્ત અને બાકી વખતે ગુપ્ત રૂપે હોય છે, તે જળ અમને શાંતિ અને આરોગ્ય આપનારું થાવ. - ૧.

(૪) જે જળમાં રહેલા વરુણ રાજા ફરે છે અને જતાં જતાં મનુષ્યના સત્ય અને અસત્ય વિચારો અને કર્મોનું નિરીક્ષણ કરે છે, જે વાદળાંઓએ વીજળી રૂપે અગ્નિને ગર્ભ રૂપે ધારણ કરેલો છે, તે વાદળાઓનું પાણી અમને સુખ, શાંતિ અને આરોગ્ય આપે. - ૨.

(૫) દ્યુલોકના દેવો જેને ભક્ષણ કરે છે અને જે જુદા રંગ રૂપવાળા અંતરિક્ષ સ્થાનના વાદળાંઓમાં રહે છે તેમજ જે વીજળીને ધારણ કરે છે તે વાદળાંઓનું પાણી અમારા માટે સુખ અને આરોગ્ય આપે. - ૩.

(૬) પાણી અમારું કલ્યાણ કરે અને તેનો અમારા શરીરને થનારો સ્પર્શ અમને આનંદ આપનારો પ્રતીત થાય. મેઘોનું આ પવિત્ર જળ અમને શાંતિ અને સુખ આપનારું બને. - ૪.

(૭) વાદળાં આકાશમાં સંચાર કરે છે, તે પાણીથી પરિપૂર્ણ હોય છે, પાણીનો વરસાદ વરસાવે છે, તેના પાણીથી બધી ઔષધિ વનસ્પતિઓ ગર્ભયુક્ત બને છે, તે બીજી રીતે પોતાની વૃષ્ટિ વડે બધાની તૃપ્તિ કરે છે, બધાની શોભા વધારે છે. આ બધાનું કલ્યાણ કરનારો મેઘ અમારી ભૂમિમાં, જ્યાં અમારી ગાયો રહે છે ત્યાં સારો વરસાદ વરસાવે અને અમને બધાને તૃપ્ત કરે. - ૧.

# મંત્ર : તેરમો

## 卐 કળશમાં જળ ભરવાનો મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ૐ ઉનાદ*, સાદ*, શબ્દ*, તેજ, બિંબ* ॥ આપોઆપ ઉપાયા ઇંડ* ॥ ઇંડ માંહેથી સજર્યા* પિંડ ॥ પિંડ માંહે ઈચ્છા કીધી ॥ અનંત લીલા* વર્તી* લીધી ॥ ઇંડ છેદીને ઉપન્યા આપ ॥ ચતુર મૂરતની કીધી સ્થાપ ॥ કહી આદેશને ઓમકાર ॥ પ્રગટ કીધી મૂરત ચાર ॥ ખાણી, વાણી ને સજર્યા વેદ ॥ જૂજવા વારાને જૂજવા* ભેદ ॥ હરિ અંશ*માં છે ભરપૂર ॥ સ્થળ બાંધી સજર્યા દિવ્ય તેજ ॥ મહામંત્ર અજપા જાપ* ॥ ચતુર મૂરત તે નિરંજન આપ ॥ અનંત દેવને ઉપન્યા બ્રહ્મ* ॥ આદ્ય બ્રહ્માએ સ્થાપ્યા ધર્મ ॥

---

* ઉનાદ = પોતાની મેળે ઉત્પન્ન થતો શબ્દ, પ્રણવ. * સાદ = મધુર અવાજ. * શબ્દ = અર્થ સૂચક અવાજ. * બિંબ = તેજનું ગોળ પ્રતિબિંબ, અર્થ વિનાનો અવાજ, શંકરનો શબ્દ. * ઇંડ = લંબગોળ આકાર. * પિંડ = શરીર. * લીલા = રચના. * વર્તી = ગોઠવી. * જૂજવા = જુદા. * હરિ અંશ = શ્રી પરમાત્માની નિર્માણ કરેલી બ્રહ્મા અને વિષ્ણુની કળાના અંશની વેલ, અંશ પરંપરામાં ઉતરેલું. * અજપા જાપ = વગર જપે જપાય તે. * બ્રહ્મ = નિર્વીકાર, મૂળ પુરુષ, જગત્ કર્તા, વિકાર વગરના.

સ્વામી પુરુષનો શક્તિ સાર ॥ વિષ્ણુ જળનો કળશ કિરતાર ॥ આશ પૂરો ॥ વાસ કરો ॥ દિવ્ય તેજનો પ્રકાશ કરો ॥ કળશ માંહે કળા ધરો ॥ ઋષિવર જીવોને પાવન કરો ॥ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ અરજ કરે ॥ જંબુદ્વીપે કુંવારિકા ક્ષેત્રે ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ રૂપે ॥ કળશ માંહે કળા ધરો ॥ ઘટ માંહે વાસ તમારો પૂરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ॐ

मंत्र-१४

पृतनाजितं सहमानमग्निमुक्थैर्हवामहे परमात् सधस्थात् ।
स नः पर्षदति दुर्गाणि विश्वाक्षामद्द देवोऽति दुरितान्यग्निः ॥१॥

अथर्व वेद : कांड - ७, सूक्त-६३, मंत्र-१.

ભાવાર્થ : "શત્રુઓનો પરાભવ કરનારો અને શત્રુઓના આક્રમણોનો સામનો કરનારો તેજસ્વી દેવ પ્રભુ છે. તેનાં અમે ગુણગાન કરીએ છીએ અને તેને તેના શ્રેષ્ઠ સ્થાનથી અહીં અમારી પાસે બોલાવીએ છીએ. તે ખાત્રીપૂર્વક કષ્ટોથી અમારું રક્ષણ કરશે અને મુશ્કેલીઓથી પાર કરશે. - ૧.

---

# મંત્ર : ચૌદમો

## 卐 કળશ સ્થાપીને પગે લાગવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

વિષ્ણુ ઉપજંતે* મહા વેહવા રંગ ॥ શક્તિ ઉપજંતે અનંત તત્ત્વમ્* ॥

---

* ઉપજંતે = પ્રગટતાં. * તત્ત્વમ્ = ઉત્તમપણું, વાસ્તવિક રૂપ, મૂળ ગુણ, સાર.

સ્વામીજી ! તમારું સિંહાસન સ્થાપો ॥ તમે દિવ્ય સ્વરૂપે પરવરો ॥ ઘટ માંહે વાસ તમારો કરો ॥ તમે અનંત વાર સ્થાપો ॥ તમે અનંત વાર ઓચરો* ॥ તમે અથર્વવેદને વાયકે* ફળો ॥

તમે આદ્ય નારાયણ કળા પ્રકાશીને ॥ ત્રણ દેવ પેદા કીધા ॥ તે દેવ યુગે યુગે આવી અવતર્યા ॥ ઘટે બ્રહ્મા ॥ ઘટે વિષ્ણુ ॥ ઘટે દેવ મહેશ્વર ॥ અથર્વવેદ*ની કળા ધરો ॥ ઘટમાં ઈશ્વર ॥ તમે કર્તા ॥ તમે હરતા ॥ આદ્ય બ્રહ્માએ ઘટ-પાટ સ્થાપી ॥ ચતુર્દિશામાં ફેરવી *દુહાઈ ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મૂરત સોહી ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





---

* ઓચરો = બોલો. * વાયકે = શબ્દે, વચને, આજ્ઞાએ. * અથર્વવેદ = કલિજુગનો મુખ્ય વેદ.
* દુહાઈ = આણ, ઘોષણા, ઢંઢેરો.

ॐ

मंत्र-१५

विष्णोर्नु कं प्रा वोचं वीर्याऽणि यः पार्थिवानि विममे रजांसि ।
यो अस्कभायदुत्तरं सधस्थं विचक्रमाणस्त्रेधोरुगायः ॥१॥

अथर्व वेद : कांड-७, सुक्त-२६, मंत्र-१.

ભાવાર્થ : સર્વ વ્યાપક પરમેશ્વરનાં પરાક્રમ ઘણાં છે. જેઓ પોતાનું સુખ વધારવા માગે છે તેઓ તેનું વર્ણન કરે, તેનું ગુણગાન કરે. તે પરમેશ્વરે જ સર્વે પાર્થિવ પદાર્થોને વિશેષ કુશળતાથી નિર્માણ કર્યા છે. તેથી તેની સર્વત્ર ઘણી જ પ્રશંસા થાય છે. તે ત્રણે લોકોમાં ત્રણ પ્રકારના પરાક્રમ કરે છે અને તેણે સર્વથી ઉપરનો એટલે સર્વથી ઊંચો દ્યુલોક આધાર વગર સ્થિર કરેલ છે. - ૧.

---

# મંત્ર : પંદરમો

## 卐 કળશ ઉપર અક્ષત તારવાનો મંત્ર 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ આદ્ય નિરંજન ૐ કાર ॥ ૐ કારથી ધૂંધૂકાર ॥ સૃષ્ટિ તણો કીધો વિસ્તાર ॥ સ્વામી ! તમે ધર્યા અવતાર ॥ મન માંહે હરિએ ધર્યાં હેત ॥ ત્યારે રચ્યું એક બ્રહ્મ જ ક્ષેત્ર ॥ બ્રહ્મા તનથી ઝર્યાં તેજ ॥ ત્યારે સજર્યા આત્મ રતન ભરપૂર સતેજ ॥ હરિએ કીધાં દૃષ્ટે કામ ॥ ત્યારે સજર્યા પિંડને પ્રાણ ॥ પિંડ માંહે મૂકી માયા ॥ અનંત સ્વરૂપી સરજી કાયા ॥

જળ અક્ષતે પૂરો વાસ ॥ આદ્ય નિરંજન માંહે પ્રકાશ ॥ કળશે ચાર મૂરત મળી કરો જુક્તિ ॥ ઋષિવર જીવોને આપો મુક્તિ ॥ જંબુદ્વીપે ભરત ખંડે* કુંવારિકા ક્ષેત્ર* સ્થાને બેસો ॥ તમે નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સદ્‌ગુરુ આદ્ય બ્રહ્મા ॥ સ્વામી ! તમે અક્ષત બ્રહ્મ સ્વરૂપે કળશ માંહે કળા ધરો ॥ ઘટ માંહે તમારો વાસ કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





* ભરતખંડ = ભરત રાજાએ નિર્માણ કરેલો ખંડ, હિન્દુસ્તાન. * કુંવારિકા ક્ષેત્ર = કુંવારિકા પૃથ્વી જે સ્થાને હોય તેવી જમીનનો ભાગ.

ॐ

मंत्र-१८

प्राणापानौ मृतयोर्मा पातं स्वाहा ॥१॥

द्यावापृथिवी उपश्रुत्या मा पातं स्वाहा ॥२॥

सूर्य चक्षुषा मा पाहि स्वाहा ॥३॥

अग्ने वैश्वानर विश्वैर्मा देवैः पाहि स्वाहा ॥४॥

विश्वंभर विश्वेन मा भरसा पाहि स्वाहा ॥५॥

अथर्व वेद : कांड-२ सूक्त-१६, मंत्र-१,२,३,४,५.

ऋतस्य पन्थामनु तिस्त्र आगुस्त्रयो धर्मा अनु रेत आगुः ।

प्रजामेका जिन्वत्यूर्जमेका राष्ट्रमेका रक्षति देवयूनाम् ॥१३॥

अथर्व वेद : कांड-८, सूक्त-९, मंत्र-१३.

ભાવાર્થ : "પ્રાણ અને અપાન અમને મૃત્યુથી બચાવો. - ૧.

ધ્યાવા પૃથ્વીની શ્રવણ શક્તિની સહાયતાથી, સૂર્ય દર્શન શક્તિથી મારો બચાવ કરે." - ૨,૩.

"વિશ્વ વ્યાપક પુરુષ સર્વ દિવ્ય શક્તિઓ દ્વારા તથા વિશ્વંભર ઈશ્વર પોતાની પોષણ શક્તિ દ્વારા મારી રક્ષા કરો. હું મને પોતાને તેની રક્ષામાં સમર્પિત કરું છું." - ૪, ૫.

"ત્રણે શક્તિઓ સત્યની અનુકૂળતાથી થાય છે તથા ત્રણે યજ્ઞ શક્તિની સાથે ચાલે છે. એક સંતાનની રક્ષા, બીજી બળની રક્ષા અને ત્રીજી દેવના ઉપાસકોના રાષ્ટ્રની રક્ષા કરે છે." - ૧૩.

# મંત્ર : સોળમો

## 卐 કળશમાં અક્ષત બ્રહ્મનું સ્થાપન કરી પગે લાગવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! અક્ષત બ્રહ્મ સ્વરૂપે તમે છો ।। ઘટ-પાટના ધણી તમે છો ।। ઘટ માંહે વાસ તમારો છે ।। સ્વામી ! દાતા* - ભોક્તા તમે છો ।। બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદ્ય નારાયણ, આદ્ય શક્તિ રૂપે ।। ઘટ માંહે વાસ પૂરો ।। આદ્ય અંતના ધણી તમે છો ।। અથર્વવેદની કળા ધરો ।। તમે પ્રગટ રૂપ ધરો, હે જંબુદ્વીપના ધણી ।।

।। સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ।।

।। ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ।।



* દાતા = દેનાર, આપનાર પ્રભુ.

ॐ

## मंत्र-१७

**यं क्रन्दसी अवतश्चस्कभाने भियसाने रोदसी अह्वयेथाम् ।**
**यस्यासौ पन्था रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥३॥**

अथर्व वेद : कांड-४, सूक्त-२, मंत्र-३.

**प्रपथे पथामजनिष्ट पूषा प्रपथे दिवः पृथिव्याः ।**
**उभे अभि प्रियतमे सधस्थे आ च परा च चरति प्रजानन् ॥१॥**
**पूषेमा आशा अनु वेद सर्वाः सो अस्माँ अभयतमेन नेषत् ।**
**स्वस्तिदा आघृणिः सर्वन्रोऽप्रयुच्छनपुर एतु प्रजानन् ॥२॥**

अथर्व वेद : कांड-७, सूक्त - ९ , मंत्र-१, २ .

ભાવાર્થ : યુદ્ધ કરનારી બંને સેનાઓ વિજય મેળવવા જેને શરણે જાય છે, દ્યાવા પૃથ્વી ભયને સમયે જેની સહાયતા મેળવવા માટે પ્રાર્થના કરે છે તથા જેની પ્રાપ્તિનો માર્ગ તે માર્ગ પર ચાલનારની યોગ્યતા વધારનારો હોય છે. - ૩.

પરમેશ્વર આ ત્રણે લોકના સર્વ સ્થળોમાં ઉપસ્થિત છે, તે સર્વ સુખદાયક સ્થાનોને અને અવસ્થાઓને બરાબર જાણે છે અને તે આપણી સર્વની પાસે પણ છે અને દૂર પણ છે. - ૧.

તે સર્વનું પોષણ કરે છે અને સર્વને યથાવત્ જાણે છે. તે જ અમને નિર્ભયતાના માર્ગ પર સારી રીતે અને સુરક્ષિતપણે લઈ જાય છે. તે અમારું કલ્યાણ કરનારો, સર્વને તેજ દેનારો, સર્વમાં વીર વૃત્તિ ઉત્પન્ન કરનારો, સર્વની ઉન્નતિનો માર્ગ જાણવાવાળો અને કદી પ્રમાદ ન કરનારો છે. તે અમારા સર્વનો માર્ગદર્શક બને, અર્થાત્ અમે સર્વ તેને અમારો માર્ગદર્શક માનીએ. - ૨.

---

# મંત્ર : સત્તરમો

## 卐 ઘટ-પાટને ફૂલહાર ચઢાવવાનો મંત્ર 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! પાન ફૂલના ભોક્તા તમે છો ॥ સ્વામી ! પાન-ફૂલનો સ્વીકાર કરો ॥ સ્વામી ! તમે પાન-ફૂલમાં વાસ કરો ॥ સ્વામી ! તમારા નામ પર બલિહારી જાઉં ॥ સ્વામી ! તમો પરમ પવિત્ર ॥ સ્વામી ! તમો ભાગ્ય વિધાતા ॥ સ્વામી ! તમો ઈષ્ટ ॥ સ્વામી ! તમો રક્ષક ॥ સ્વામી ! તમો સૃષ્ટિના સર્જનહાર ॥ સ્વામી ! તમો આદ્ય ॥ સ્વામી ! તમો અંત ॥ સ્વામી ! તમો અવતાર ॥ સ્વામી ! તમો પાત્ર ॥ સ્વામી ! તમો શ્રી મત્સ્ય, શ્રી કૂર્મ, શ્રી વરાહ, શ્રી નરસિંહ, શ્રી વામન, શ્રી પરશુરામ, શ્રી રામ, શ્રી કૃષ્ણ, શ્રી બુદ્ધ ॥ સ્વામી ! તમો શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સૌને દેજો દર્શન ॥

સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ ! તમારા નામ પર બલિહારી જાઉં ॥ અનંત અવગુણ અમારા ॥ અમો સેવક અપરાધી ॥ તમો સ્વામી ક્ષમા બક્ષણહાર ॥ જંબુદ્વીપે કુંવારિકા

ક્ષેત્રમાં ॥ ઋષિવર જીવોને આપો દર્શન ॥ સ્વામી ! કૃપા કરો ॥ કળશ માંહે કળા ધરો ॥ હે સ્વામી ! દિવ્ય તેજ સ્વરૂપે ફૂલવાસ માંહે પરવરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ॐ

## મંત્ર-૧૮

**पूषेमा आशा अनु वेद सर्वाः सो अस्माँ अभयतमेन नेषत् ।**

**स्वस्तिदा आघृणिः सर्वन्रोऽप्रयुच्छनपुर एतु प्रजानन् ॥२॥**

अथर्व वेद : कांड-७, सूक्त-९, मंत्र-२.

ભાવાર્થ : જે સર્વનું પોષણ કરે છે અને સર્વને યથાવત્ જાણે છે. તે જ અમને નિર્ભયતાના માર્ગ પર સારી રીતે અને સુરક્ષિતપણે લઈ જાય છે. તે અમારું કલ્યાણ કરનારો, સર્વને તેજ દેનારો, સર્વમાં વીરવૃત્તિ ઉત્પન્ન કરનારો, સર્વની ઉન્નતિનો માર્ગ જાણવાવાળો અને કદી પ્રમાદ ન કરનારો છે. તે અમારા સર્વનો માર્ગદર્શક બને, અર્થાત્ અમે સર્વ તેને અમારો માર્ગદર્શક માનીએ. - ૨.

---



# મંત્ર : અઢારમો

## 卐 ઘટ-પાટને ચંદન, અબીલથી પૂજનનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! કેસર-કસ્તૂરીના ભોક્તા તમે છો ॥ સ્વામી ! અગર-ચંદનના ભોક્તા* તમે છો ॥ સ્વામી ! અત્તર, અબીલ-ગુલાલના ભોક્તા તમે છો ॥ સ્વામી ! પરિમલ* વાસનાના ભોક્તા તમે છો ॥ સ્વામી ! દાતા ભોક્તા તમે છો ॥ સ્વામી ! ચંદન, કેસર-કસ્તૂરી, અબીલ-ગુલાલની વાસનાનો તમે સ્વીકાર કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* ભોક્તા = ભોગવનાર. * પરિમલ = સુગંધી પદાર્થોનું અર્ચન. * ચંદન = ચંદનના લાકડાને ઘસીને બનાવાતું ચંદન, એક પ્રકારનું સુખડ.

ॐ

## मंत्र-१९

य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ।
योऽस्येशे द्विपदो यश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥१॥
यः प्राणतो निमिषतो महित्वैको राजा जगतो बभूव ।
यस्य च्छायामृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥२॥
यं क्रन्दसी अवतश्चस्कभाने भियसाने रोदसी अह्वयेथाम् ।
यस्यासौ पन्था रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥३॥
यस्य द्यौरूर्वी पृथिवी च मही यस्याद उर्वन्तरिक्षम् ।
यस्यासौ सूरो विततो महित्वा कस्मै देवाय हविषा विधेम ॥४॥
यस्य विश्वे हिमवन्तो महित्वा समुद्रे यस्य रसामिदाहुः ।
इमाश्च प्रदिशो यस्य बाहू कस्मै देवाय हविषा विधेम ॥५॥
आपो अग्रे विश्वमावन्गार्भं दधाना अमृता ऋतज्ञाः ।
यासु देवीष्वधि देव आसीत् कस्मै देवाय हविषा विधेम ॥६॥
हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीमुत द्यां कस्मै देवाय हविषा विधेम ॥७॥
आपो वत्सं जनयन्तीर्गर्भमग्रे समैरयन् ।
तस्योत जायमानस्योल्ब आसीद्धिरण्ययः कस्मै देवाय हविषा विधेम ॥८॥

अथर्व वेद : कांड-४, सूक्त-२, मंत्र-१,२,३,४,५,६,७,८.

ભાવાર્થ : અમે કયા દેવની પૂજા કરીએ ? જે દેવ આત્મિક બળ આપનારો તથા જે અન્ય બળો પણ આપે છે, જેની આજ્ઞાનું પાલન બીજા સર્વ દેવો કરે છે. જે દ્વીપાદ

અને ચતુષ્પાદોનો એક માત્ર પ્રભુ છે. - ૧.

જે પોતાના સામર્થ્યથી શ્વાસોચ્છ્વાસ કરનારા અને આંખો ઢાળનારા તેમજ ન ઢાળનારાનો એક માત્ર રાજા છે. જેનો આશ્રય અમરત્વ આપનારો છે અને જેનાથી દૂર રહેવાથી મૃત્યુ નિઃસંશય થાય છે. - ૨.

યુદ્ધ કરનારી બંને સેનાઓ વિજય મેળવવા માટે જેને શરણે જાય છે. દ્યાવા, પૃથ્વી ભયને સમયે જેની સહાયતા મેળવવા માટે પ્રાર્થના કરે છે તથા જેની પ્રાપ્તિનો માર્ગ તે માર્ગ પર ચાલનારની યોગ્યતા વધારનારો હોય છે. - ૩.

જેના મહિમાથી દ્યુલોક વિસ્તીર્ણ થયો છે, આ પૃથ્વી વિશાળ બની છે અને આ અંતરીક્ષ લાંબું-પહોળું બનેલું છે તથા જેના સામર્થ્યથી સૂર્ય પ્રકાશે છે. - ૪.

જેના બળથી આ હિમયુક્ત પહાડો ઊંચા ઊંચા ઊભા છે, પ્રાણીઓને રહેવા માટે સમુદ્રમાં ભૂમિ બની છે અને સર્વ દિશા-ઉપદિશાઓ જેના બાહુની સમાન ફેલાયેલી છે. - ૫.

સત્ય નિયમથી ચાલનારી, જીવન આપનારી, ગર્ભ ધારણ કરીને પ્રજા ઉત્પન્ન કરનારી, પ્રકૃતિ રૂપ જળની ધારાઓ જ્યારે વિશ્વની રચના માટે આગળ વધી ત્યારે તેનું સંચાલન કરનાર એક દેવ હતો. - ૬.

જેની અંદર સૂર્યની જેમ ચમકનારા હજારો ગોળાઓ રહેતા હતા, આ ઉત્પન્ન થયેલા સંપૂર્ણ જગતનો જે એક સાચો સ્વામી છે અને જેણે દ્યાવા પૃથ્વીને ધારણ કરી છે. - ૭.

પ્રારંભમાં સૃષ્ટિની ઉત્પત્તિ કરનારા પ્રકૃતિના મૂળ પ્રવાહ જ્યારે પ્રેરિત થયા તે વખતે ઉત્પન્ન થનારા પદાર્થ માત્રના ગર્ભની ઉપર જેવી રીતે એક સંરક્ષક પાતળું પડ હોય છે તેના જેવો તેજસ્વી સંરક્ષક હતો, તેની ઉપાસના બધાએ કરવી જોઈએ. - ૮.

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यम् भर्गो देवस्य ।
धीमहि धियो यो नः प्रचोदयात् ॥

ऋग्वेद-मंडळ-३२, सूक्त-६२, मंत्र-१०.

ગાયત્રી મંત્રનો ભાવાર્થ :

ભાવાર્થ-૧ : "જે પરમાત્માએ વિશ્વનું સર્જન કર્યું છે અને જેનું અમે ધ્યાન કરીએ છીએ, તે પૂજવા યોગ્ય પરમાત્મા કે જે બધાં પાપો અને અજ્ઞાનને નિવારનાર છે તે અમારી બુદ્ધિને પ્રેરણા આપો."

ભાવાર્થ-૨ : "આ સૃષ્ટિનું સર્જન કરનારા, હજારો હજારો તેજસ્વી સૂર્ય સમાન પરમાત્મા કે જે પાપ અને અજ્ઞાનનો નાશ કરનાર છે તે (પરમાત્મા) અમારી બુદ્ધિને સન્માર્ગે પ્રેરો."

---

# મંત્ર : ઓગણીસમો

## 卐 હરિ અંશ ગાયત્રી મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ પરમેશ્વરા* ॥ પ્રવાદે* જલ સાગરા* ॥ સેવાને કારણે હેત રચંતે ॥

---

* પરમેશ્વરા = મહાન બળવાળો, સત્તાવાળો. * પ્રવાદે = જૂનો શબ્દ, પરંપરાથી આવેલું વાક્ય. * સાગરા = સમુદ્ર.

ધરતી ઉપર પાએ ન *દ્વૈત ॥ સદા સર્વ પ્રલયે ગતમ્* ॥ પ્રથમ નીલ વર્ણ* તે ધૂંધૂકાર ॥ ત્યારે સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ ત્યાં કવન ચેન* પરિવર્તન્તે ॥ દિવ્ય દેહી* તે આદ્ય પુરુષ નારાયણ ॥ આપ મને આપ ધ્યાન કર્તવ્યમ્* હો સ્વામીજી ॥

તદા દિવ્ય તેજ નિર્વાણ* આપ હસ્તકે ॥ તદા* નિરંજન તે નિરાકાર ॥ ત્યાં નીલ વર્ણ તે ધૂંધૂકાર ॥ ત્યારે નહિ સાદ ॥ નહિ શબ્દ ॥ નહિ ઉનાદ ॥ નહિ ૐ કાર ॥ નહિ ઉત્પત્ત ॥ નહિ રેવત* ॥ નહિ રચના ॥ નહિ પવન ॥ નહિ પાણી ॥ નહિ ખાણી ॥ નહિ વાણી ॥ નહિ વેદ ॥ નહિ ભેદ ॥ નહિ જળ ॥ નહિ કમળ ॥ નહિ હમળ* ॥ નહિ વમળ* ॥ નહિ પર્વત ॥ નહિ પાષાણ ॥ નહિ નદીઓ ॥ નહિ નવાણ ॥ નહિ સમુદ્ર ॥ નહિ સાગર ॥ નહિ ગિરિવર* ॥ નહિ કૈલાસ ॥ નહિ મેરુ ॥ નહિ મેખલા* ॥ નહિ સ્વર્ગ* ॥ નહિ નરક* ॥ નહિ મૃત્યુ* ॥ નહિ પાતાળ* ॥ નહિ ધરતી* ॥ નહિ આકાશ* ॥ નહિ ચંદ્ર ॥ નહિ સૂર્ય ॥ નહિ તારા ॥ નહિ ધ્રુવ ॥ નહિ મેઘ ॥ નહિ મંડળ ॥ નહિ રેણી ॥ નહિ દિવસ ॥ નહિ સૂન ॥ નહિ પોકાર ॥ નહિ

---

* દ્વૈત = અજ્ઞાન, જુદાપણુ, ભેદભાવ * સદા સર્વ પ્રલયે ગતમ્ = તે વખતે બધું હંમેશાંનું નાશ થયેલા રૂપમાં. * નીલ વર્ણ = શ્યામ રંગ વાળો. * કવન ચેન = કયાં કયાં ચિન્હો. * દેહી = શરીર. * કર્તવ્યમ્ = કર્તા. * નિર્વાણ = આત્માની મુક્તિ, મોક્ષ. * તદા = ત્યારે. * રેવત = દ્રવ્યવાળો, ગૃહસ્થ. * હમળ = ભાર, ગર્ભ. * વમળ = બળવાન વેગ. * ગિરિવર = પર્વતોમાં શ્રેષ્ઠ મેરુ. * મેખલા = ગ્રહોની ખાણ, ગ્રહોની જન્મદાતા, યજ્ઞ કુંડની ચાર મેખલા (પૈસા). * સ્વર્ગ = વિષ્ણુ લોક. * નરક = યમરાજાનું કેદખાનું, પાપીઓનું મરણ પછીનું સ્થાન. * મૃત્યુ = મનુષ્યલોક, પૃથ્વી. * પાતાળ = પાતાળલોક, મનુષ્યલોકની નીચેનો ભાગ. * ધરતી = ધારણ કરનાર પૃથ્વી. * આકાશ = પૃથ્વીની ઉપરનો ભાગ, જ્યાં ગ્રહો ફરે છે.

જરણ ॥ નહિ મરણ ॥ નહિ સૃષ્ટિ ॥ નહિ સંયોગ ॥ નહિ ભાવ ॥ નહિ ભયંકાર ॥ નહિ રૂપ ॥ નહિ રેખા ॥ નહિ રાગ ॥ નહિ ભાષા ॥ નહિ દમ ॥ નહિ કદમ ॥ નહિ રીત ॥ નહિ કરીત ॥ નહિ યોગ ॥ નહિ યુક્તિ ॥ નહિ શક્તિ ॥ નહિ ભક્તિ ॥ નહિ મોહ ॥ નહિ માયા ॥ નહિ કામ ॥ નહિ કાયા ॥ ત્યારે ભાવ ભેદ કંઈ નહોતા ॥

તદા આદ્ય નિરંજને કઈ પેરે* સૃષ્ટિ નીપાઈ, હો સ્વામીજી ॥ પ્રથમ નીલ વર્ણ ધૂંધૂકાર ॥ ધૂંધૂકાર મધ્યે ૐ કાર ॥ ૐ કારથી હેત ધરીયા ॥ હેત થકી નીર ઝરીયા ॥ નીર થકી ખીર કરીયા ॥ ખીર થકી ફીણ* ઉપાયા ॥ ફીણ માંહેથી ઈંડ નીપાયા ॥ ઈંડ થકી રચંતે સર્વ રચના ॥ ઈંડ છેદીને ત્રણ ભુવન સર્જ્યાં, હો સ્વામીજી ॥

પ્રથમ પાંચ યુગ તો જમીનની જડ બાંધતાં ॥ પાંચ યુગ તો પિયાલ* થોભંતાં ॥ પાંચ યુગ તો ગઢ મેરુ* ઉઠંતાં ॥ પાંચ યુગ તો બ્રહ્માંડ* જડંતાં ॥ આઠ યુગ તો ગીતા-ગાયત્રી ઓચરંતાં ॥ નવ યુગ તો નીર નવાણ ભરંતાં ॥ બાર યુગ તો રૂઢ* માળા ફેરવંતાં ॥ વીસ યુગ તો વિભુ* વનસ્પતિ વસંતાં ॥ ત્રણ યુગ તો ત્રિભુવન ત્રિશૂળ ધરંતાં ॥ એક યુગ તો ૐ કાર બોલી ભણંતાં ॥ એવા તોંતેર યુગ તો વહી ગયા સ્વામીજીને અટકળ કરંતાં ॥

---

* પેરે = રીતે, પ્રકારે. * ફીણ = પાણી ઉપર પવનના જોરથી આવતો ધોળો પરપોટાનો સમુહ. * પિયાલ = પાતાળ. * ગઢ મેરુ = મેરુનો ગઢ. * બ્રહ્માંડ = ચૌદ ભુવનનો જથ્થો. * રૂઢ = મોટા મણકા, નિશ્ચિત કરેલ, વિશાળ પ્રચલિત. * વિભુ = ત્રિગુણી.

તદા અગમ અગોચર સદ્ગોર બ્રહ્મા ॥ નર નારાયણ ॥ દેવ મહેશ્વર ॥ એ ત્રણ દેવની જે પૂજા કરે ॥ તેના આવાગમનના ફેરા ટળે ॥

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય ॥ સત્ય ઉપર દત્ત ॥ દત્ત ઉપર ક્ષમા ॥ ક્ષમા ઉપર ગજા ॥ ગજા* ઉપર નીલ ॥ નીલ ઉપર શેષનાગ* ॥ શેષનાગના શિર ઉપર ધબલા ધોરી ॥ ધબલા ધોરી*ના શીંગ ઉપર એક રાઈ ॥ એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ* ॥ જે કરણ* કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યા ॥ તે રૂપ ઓળખીને આજ કરો કમાઈ ॥

પ્રથમ નામ તો નીલ ॥ અનીલ ॥ સૂન ॥ શાન ॥ નાન ॥ જ્ઞાન ॥ મેયાન ॥ તેજ ॥ જળ ॥ કમળ ॥ કદમ ॥ આદ બુંદ ॥ નાદ બુંદ ॥ ગજ તત્ત્વ ॥ પ્રેમ તત્ત્વ ॥ આદ્ય પુરુષ ॥ આદ્ય પુરુષથી ૐ કાર ॥ આદ્ય બ્રહ્માનાં મુખે ૐ કારથી ચારે વેદ પ્રકાશ ॥ આદ્ય પુરુષથી નાભિ ચક્ર ॥ નાભિ ચક્રથી ભયે* આદ્ય બ્રહ્મા ॥ આદ્ય બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ ॥ જે ચાર કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી આદ્ય બ્રહ્મા વિષ્ણુએ અવતાર લીધા, તે અવતાર ઓળખીને આજ કરો કમાઈ ॥

પ્રથમ નામ તો ૐ કાર ॥ ઉનાદ ॥ અવિગત્ય ॥ અહેદ ॥ હવ ॥ કવ ॥ તત્ત્વ ॥ ધર્મ ॥ તેજ ॥ કેવલિક ॥ નાદ ॥ ઓત્રા ॥ હરિતખ્ત ॥ પુરૂરવા ॥ અતીતવંશી ॥ પ્રેમ ઋષિ ॥ અંશ તો શ્રી મત્સ્ય

---

* ગજા = હાથીનો આકાર. * શેષનાગ = હજાર ફેણવાળો નાગ. * ધબલા ધોરી = મહા બળવાન બળદની આકૃતિનો એક દેવ. * નીપાઈ = ઉપજાવી, બનાવી. * કરણ = કાળનું માપ, બાર કલાક અથવા ત્રીસ ઘડીનો સમય, અગીયાર લાખ વર્ષનો એક યુગ એવા તેત્રીસ યુગનો એક કરણ. *ભયે = ઉત્પન્ન થયા.

ભગવાન ॥૧॥ શ્રી મત્સ્ય ભગવાનના મનાઈત ॥ ઉગ્રસેન ॥ અજુવંત ॥ બ્રેહસ્પત ॥ અશોમિત્ર ॥ પ્રિકમ ઋષિ ॥ અંશ તો શ્રી કૂર્મ ભગવાન ॥૨॥ શ્રી કૂર્મ ભગવાનના વસરત ॥ દકાઈત ॥ કાત્યાયન ॥ પરજાઈત ॥ દાઢમ ઋષિ ॥ અંશ તો શ્રી વરાહ ભગવાન ॥૩॥ શ્રી વરાહ ભગવાનના દેહેર ॥ રૂપક ॥ કેશવ ॥ નસખલિપત્ય ॥ ગૌતમ ॥ અંમરિષ ॥ અંશ તો શ્રી નરસિંહ ભગવાન ॥૪॥ શ્રી નરસિંહ ભગવાનના મુનાયક ॥ વંશ વઢણ ॥ વીર લોચન ॥ કશ્યપ ઋષિ ॥ અંશ તો શ્રી વામન ભગવાન ॥૫॥ શ્રી વામન ભગવાનના માનધાતા ॥ પૃથ્વીજય ॥ અસરત ॥ જમદગ્નિ ઋષિ ॥ અંશ તો શ્રી પરશુરામ ભગવાન ॥૬॥ શ્રી પરશુરામ ભગવાનના રઘુ ॥ નઘુ ॥ યયાતિ ॥ કેવલિક ॥ અજેપાલ ॥ દશરથ ॥ અંશ તો શ્રી રામ ભગવાન ॥૭॥ શ્રી રામ ભગવાનના લવ ॥ પદ્મ ॥ પરીક્ષિત ॥ વીરપાલ ॥ વસુદેવ ॥ અંશ તો શ્રી કૃષ્ણ ભગવાન ॥૮॥ શ્રી કૃષ્ણ ભગવાનના પ્રદ્યુમ્ન ॥ સેસ્થાન ॥ બિલસ્થાન ॥ વેણી વત્સરાજ ॥ સિંહરાજ ॥ અંશ તો શ્રી બુદ્ધ ભગવાન ॥૯॥

શ્રી બુદ્ધ ભગવાન પછી કલિયુગને અંતે ધર્મની સ્થાપનાને માટે ॥ આદ્ય વિષ્ણુ ભગવાનનો જે અંતિમ દસમો અવતાર પ્રગટ થશે ॥ તે આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણને ગત્‌ગંગાના કોટિ કોટિ નમસ્કાર ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



## 卐 અથર્વવેદી ગાયત્રી મંત્ર 卐

ૐ ૐ ૐ કારમ્ ॥ કલ્યઙગકર્તા ॥ પ્રવિશતિ વિશ્વે પાપં, વિશ્વે અધર્મઃ, આરૂઢં પાતકં, ધર્મસ્તુ રેખામાત્રઃ આસીત્ ॥ ધર્મ ઈતિ પરબ્રહ્મ ॥ શ્વેતવર્ણ અથર્વવેદઃ ॥ વર્ણાદિ વિષ્ણુઃ ॥ સઃ વિષ્ણુઃ નારાયણઃ ॥ બ્રહ્મા અઙ્ગમ્ ॥ બ્રહ્મ અંશાદિ પાત્રમ્ ॥ જગતિ વર્ણાદિ ધર્માઃ મ્લેચ્છાઃ અભૂત્ ॥ વિષ્ણુર્નારાયણઃ સ્વેચ્છાઙગતઃ ॥ અતઃ પરિવક્ષ્યામિ મહત્જ્ઞાનસ્ય ભેદમ્ ॥ જંબુદ્વીપે કલૌ પવિત્રઃ વર્તમાનમાગતઃ ॥ મહાકલિયુગે નારાયણોપજાયતે ॥ સ અઙ્ગકર્તા તેજસો ભવિતા ॥ પાતકં પ્રજવાલયતિ ॥ અનાદિપુરુષઃ મમ જીવનં ભવતિ ॥ આર્યાગિમેન પરબ્રહ્મ ॥ સત્ત્વાનિ ષોડશકલાઙ્ગાનિ મઙ્ગલાનિ ચ ॥ અત્ર આદિ પરમેશ્વરઃ પરબ્રહ્મ સત્યમ્ ॥ સમયાઙ્ગમનાદિ પુરુષઃ કર્મૈઃ સમાયાતિ પરબ્રહ્મ ॥ સુશ્રુષાયાગમઃ સ્થલે નમસ્કાર (રૂપઃ) ॥ સર્વેતિ પરબ્રહ્મ ॥ પરમેશ્વરો પરબ્રહ્મ ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

**• શ્રી નિષ્કલંકી નારાયણ ગાયત્રી મંત્ર •**

ૐ નમો શ્રી નિષ્કલંકી નારાયણ જનાર્દનાય ।
ભસ્માયુધાય વિદ્મહે દિવ્યનેત્રાય ધીમહિ ॥
તન્નોજ્વરહરઃ પ્રચોદયાત્ ।
ૐ શાન્તિઃ । શાન્તિઃ । શાન્તિઃ ॥

• • •

ॐ

## मंत्र-२०

सप्तऋषीनभ्यावर्ते ।

ते मे द्रविणं यच्छन्तु ते मे ब्राह्मणवर्चसम् ॥३९॥

ब्रह्माभ्यावर्ते ।

तन्मे द्रविणं यच्छन्तु तन्मे ब्राह्मणवर्चसम् ॥४०॥

ब्राह्मणाँ अभ्यावर्ते ।

ते मे द्रविणं यच्छन्तु ते मे ब्राह्मणवर्चसम् ॥४१॥

अथर्व वेद : कांड-१०, सूक्त-५, मंत्र-३९, ४०, ४१.

ભાવાર્થ : સાત ઋષિઓને અનુકૂળ હું ગમન કરું છું, તેઓ મને ધન અને જ્ઞાન રૂપી તેજ આપે. - ૩૯.

જ્ઞાનને અનુકૂળ હું ચાલું છું, તેઓ મને ધન અને જ્ઞાન રૂપી તેજ આપે. - ૪૦.

બ્રાહ્મણોને અનુકૂળ હું ચાલું છું, તેઓ મને ધન અને જ્ઞાન રૂપી તેજ આપે. - ૪૧.

---

# મંત્ર : વીસમો

## 卐 કળશને પ્રદક્ષિણા કરવાનો મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

શ્રી બ્રહ્મા વાચા ॥ શ્રી વિષ્ણુ વાચા ॥ શ્રી મહેશ વાચા ॥ શ્રી આદ્ય નારાયણ વાચા ॥ શ્રી આદ્ય શક્તિ વાચા ॥ શ્રી મત્સ્ય વાચા ॥ શ્રી કૂર્મ વાચા ॥ શ્રી વરાહ વાચા ॥ શ્રી નરસિંહ વાચા ॥ શ્રી વામન વાચા ॥ શ્રી પરશુરામ વાચા ॥ શ્રી રામ વાચા ॥ શ્રી કૃષ્ણ વાચા ॥ શ્રી બૌદ્ધ વાચા ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ વાચા ॥ જો પ્રદક્ષિણા કરીને પૂજીએ ઘટ ને પાટ તો સોહેલી* થાયે અમરાપુરની વાટ* ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* સોહેલી = સુગમ, સહેલી, સરળ. * વાટ = રસ્તો, માર્ગ.

ॐ

## मंत्र-२१

येऽस्यां स्थोदीच्यां दिशि प्रविध्यन्तो
नाम देवास्तेषां वो वात इषवः ।
ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो वः स्वाहा ।।४।।

अथर्व वेद : कांड-३, सूक्त-२६, मंत्र-४.

ભાવાર્થ : "જે તમો આ ઉત્તર દિશામાં વેધ કરવાવાળા એવા નામના જે દેવ છો, તે તમારું વાયુ બાણ છે, તે તમો અમોને સુખી કરો અને અમને ઉપદેશ કરો. તમારે માટે અમારું નમન અને સમર્પણ હોજો". -૪.

---



# મંત્ર : એકવીસમો

## 卐 કળશને ઉત્તર દિશાએ ઉદક મૂકવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ॐ**

ॐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ॐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ।। ચાર ખાણ* ।। ચાર વાણ* ।। ચાર વેદ* ।। પંચ દેવ ।। સપ્ત ઋષિ ।। ચૌદ ભુવન ।। દશ અવતાર ।। બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરના કુળ કાયમનો પરિવાર ।। સ્વામી ! તમે કળશમાં કળા ધરો ।। ઘટ માંહે તમારો વાસ પૂરો ।।

।। સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ।।

।। ॐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ।।

• • •

---

* ઉદક = પાણી. * ચાર ખાણ = સ્વેદજ, ઈંડજ, ઉદ્‌બીજ, જરાજ. * ચાર વાણ = પરા, પસ્યંતિ, મધ્યમા, વેખરી. * ચાર વેદ = ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ.

ॐ

## મંત્ર-૨૨

**येऽस्यां स्थ प्राच्यां दिशि हेतयो**

**नाम देवास्तेषां वो अग्निरिषवः ।**

**ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो**

**वो नमस्तेभ्यो वः स्वाहा ।।१।।**

अथर्व वेद : कांड-३, सूक्त-२६, मंत्र-१.

ભાવાર્થ : "જે તમે આ પૂર્વ દિશામાં વજ્ર નામવાળા દેવ છો, તે તમારું અગ્નિ બાણ છે. તે તમો અમોને સુખી કરો. તે તમો અમને ઉપદેશ કરો. તે તમારે માટે અમારું નમન હો. તમારે માટે અમો અમારું સમર્પણ કરીએ છીએ". - ૧.



# મંત્ર : બાવીસમો

## 卐 કળશને પૂર્વ દિશાએ ઉદકથી મૂકવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ધરતી આકાશ ॥ પવન પાણી ॥ અઢાર ભાર વનસ્પતિ* ॥ એકવીસ બ્રહ્માંડ ॥ સાત દ્વીપ ॥ સાત સાહેર* ॥ નવસેં નવ્વાણું નદીઓ ॥ અષ્ટ કુળ પર્વત ॥ નવ કુળ* નાગ ॥ બાર કુળ મેઘ ॥ દશ દિશા ॥ દશમો અવતાર શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સ્વામી ! તમે કળશમાં કળા ધરો ॥ ઘટ માંહે તમારો વાસ પૂરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* અઢાર ભાર વનસ્પતિ = ચાર ભાર પાનનું બિયારણ, છ ભાર વેલાનું બિયારણ, આઠ ભાર ફળફૂલનું બિયારણ. * સાહેર = સમુદ્ર, દરિયો. * કુળ = જાત.

ॐ

## મંત્ર-૨૩

येऽस्यां स्थ दक्षिणायां दिश्यऽविष्यवो
नाम देवास्तेषां वः काम इषवः ।
ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो वः स्वाहा ।।२।।

अथर्व वेद : कांड-३, सूक्त-२६, मंत्र-२.

ભાવાર્થ : "જે તમો આ દક્ષિણ દિશામાં રક્ષા કરવાની ઈચ્છા કરનારા આ વિષ્યવ નામના જે દેવ છો, તે તમારું કામબાણ છે. તે તમો અમને સુખી કરો અને અમને ઉપદેશ કરો. તમારે માટે અમારું નમન અને સમર્પણ હો". - ૨.

---



# મંત્ર : ત્રેવીસમો

## 卐 કળશને દક્ષિણ દિશાએ ઉદક મૂકવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

શ્રી તુળજા દેવી ॥ સીતા ॥ કુંતા ॥ તારા ॥ દ્રૌપદી ॥ કનકા શક્તિ ॥ રુકિમણી ॥ શક્તિ માતા કાલીકા ॥ યોગમાયા* ॥ અલખ* નિરંજને સંસાર નિપાયા ॥ અઠ્યાસી સહસ્ર ઋષિઓ ॥ સોળ કરોડ કુળ પરિવાર ॥ છત્રીસ કરોડ કુળ પરિવાર ॥ છપ્પન કરોડ કુળ પરિવાર ॥ નવ્વાણું કરોડ ઝાંખા કુળ પરિવાર ॥ છપ્પન કરોડ મેઘા કુળ પરિવાર ॥ બત્રીસ કરોડ કિન્નર કુળ પરિવાર ॥ તેત્રીસ કરોડ દેવતા ॥ અનંત કરોડના તારણહાર ॥ સ્વામી ! તમે કળશ માંહે કળા ધરો ॥ ઘટ માંહે તમારો વાસ પૂરો ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* યોગમાયા = દેવી, નારાયણી, આદ્યશક્તિ. * અલખ = લક્ષમાં ન આવે તેવો, લખી ન શકાય તેવો.

ॐ

## મંત્ર-૨૪

येऽस्यां स्थ प्रतीच्यां दिशि वैराजा
नाम देवास्तेषां व आप इषवः ।

ते नो मृडत ते नोऽधि ब्रूत तेभ्यो
वो नमस्तेभ्यो वः स्वाहा ॥३॥

अथर्व वेद : कांड-३, सूक्त-२६, मंत्र-३ .

ભાવાર્થ : "જે તમો આ પશ્ચિમ દિશામાં વિરાજ નામના દેવ છો, તે તમારું જળ જ બાણ છે. તે તમે અમોને સુખી કરો અને ઉપદેશ કરો. તમારે માટે અમારું નમન હો અને સમર્પણ હો." - ૩.

---



# મંત્ર : ચોવીસમો

## 卐 કળશને પશ્ચિમ દિશાએ ઉદક મૂકવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ચંદ્ર સૂર્ય ।। નવ લખ તારા ।। સપ્ત ઋષિ ।। નિરંજન નિરાકાર ।। સાત આસમાન તે વૈકુંઠ દ્વાર ।। કહે સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ સત્‌પંથ સદા ઉત્તમ ।। મુક્તિ માર્ગનો ભેદ તે બ્રહ્મદ્વાર* ।। સ્વામી ! તમે કળશમાં કળા ધરો ।। ઘટ માંહે તમારો વાસ પૂરો. ।।

।। સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ।।
।। ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ।।

• • •

* બ્રહ્મદ્વાર = બ્રહ્માને આંગણે, બ્રહ્માને બારણે.



## मंत्र-२५

प्राच्यै त्वा दिशेऽग्नयोऽधिपतयेऽसिताय रक्षित्र आदित्यायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥५५॥

दक्षिणायै त्वा दिश इन्द्रायाधिपतये तिरश्चिराजये रक्षित्रे यमायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥५६॥

प्रतीच्यै त्वा दिशे वरुणायाधिपतये पृदाकवे रक्षित्रेऽन्नायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥५७॥

उदीच्यै त्वा दिशे सोमायाधिपतये स्वजाय रक्षित्रेऽशन्या इषुमत्यै ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥५८॥

ध्रुवायै त्वा दिशे विष्णवेऽधिपतये कल्माषग्रीवाय रक्षित्र ओषधीभ्यः इषुमतीभ्यः ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥५९॥

ऊर्ध्वायै त्वा दिशे बृहस्पतयेऽधिपतये श्वित्राय रक्षित्रे वर्षायेषुमते ।
एतं परि दद्मस्तं नो गोपायतास्माकमैतोः ।
दिष्टं नो अत्र जरसे नि नेषज्जरा मृत्यवे परि णो ददात्वथ पक्वेन सह सं भवेम ॥६०॥

अथर्व वेद : कांड-१२, सूक्त-३, मंत्र-५५,५६,५७,५८,५९,६०.

ભાવાર્થ : પ્રત્યેક દિશામાં અધિપતિ, રક્ષક અને ઈષુમાન્ એટલે બાણવાળા યોદ્ધા છે, તેઓ બધાનું રક્ષણ કરે. તેમને અમે યોગ્ય દાન આપીએ તે અમારું પાલન કરી અમારી ઉન્નતિ સુધી અમને પહોંચાડે, તે અમને વૃદ્ધાવસ્થા સુધી સુરક્ષિત પહોંચાડે અને ત્યાંથી મૃત્યુ સુધી લઈ જાય, મૃત્યુના પછી પરિપક્વ કર્મફળની સાથે અમે ફરી જન્મ લઈશું અને ત્યાં ઉન્નતિ પ્રાપ્ત કરીશું. - ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, ૬૦.

---

# મંત્ર : પચીસમો

**卐 દશે દિશાના દેવોને ઉદકથી છાંટ નાખી નમસ્કાર કરવાનો મંત્ર. 卐**

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ૐ કાર ।। બિંબાકાર* ।। મહાકાર* ।। ભૂમાકાર* ।। નિરંજન નિરાકાર ।। આદ્યે રોપ્યા ચતુર સ્થંભ ।। તળે માંડ્યો પાટને ઉપર કુંભ ।। કુંભમાં બેઠી મૂરત ચાર ।। માંહે નિરંજન નિરાકાર ।। ચાર પુરુષને શક્તિ સાર ।। માંહે સાત દર્શનનો આચાર ।। પ્રદક્ષિણાનું મોટું જ્ઞાન ।। પૂજીએ તો મેરુ સમાન ।। કહી આદેશને નાખી

---

* બિંબાકાર = ગોળ તખતી જેવા આકારનું, ગોળાકાર. * મહાકાર = બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સમાન રૂપને પૂજવું. * ભૂમાકાર = પૃથ્વીપતિ પરમેશ્વર, સર્વવ્યાપી.

છાંટ ॥ ત્યારે ધરતી આસમાન રહ્યાં સત્ય સમાન ॥ ચતુર્દિશા ને ખૂણા ચાર ॥ ખગોળ ભૂગોળ સૌ વિસ્તાર ॥ સત્ય સંતોષે ઈંડ આકાર ॥ ઈંડ થકી રચ્યો સંસાર ॥

કુંભે દિવ્ય તેજ તે કળશનો ભેદ ॥ યજ્ઞ સ્થાપ્યો વારિયજ્ઞ* ॥ અથર્વવેદી* યજ્ઞ નિશાની ॥ વિશ્વંભરા* ભોજન ॥ એક મૂરત ત્રણ દેવ મળી સૃષ્ટિ જ્યારે સ્થાપી ॥ ત્યારે આદ્ય સત્પંથ ધર્મ સ્થાપ્યા ને પાપ નાખ્યાં કાપી ॥ આશ પૂરો ॥ વાસ પૂરો ॥ દિવ્યતાનો પ્રકાશ કરો ॥ કળશ માંહે કળા ધરો ॥ ઋષિવર જીવને પાવન કરો ॥ વિષ્ણુ નિરંજન નિષ્કલંકી રૂપ ॥ તમે સકળ સૃષ્ટિના ભૂપ ॥ સદ્ગુરુએ કીધી મહેર ॥ વધાર્યા ધર્મને ટાળ્યાં કહેર*... ॥ સદ્ગોર તે નિરંજનની કાયા ॥ સ્વામી ! તમથી ઉપન્યા તમમાં સમાયા ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* વારિયજ્ઞ = જળ દ્વારા થતો યજ્ઞ. * અથર્વવેદી = ચાર વેદમાંના ચોથા અથર્વવેદને માનનારા, અથર્વવેદને અનુકૂળ. * વિશ્વંભરા = વિશ્વનું આભરણ, પૃથ્વીમાંથી પાકતું અન્ન. * કહેર = જુલમ, દુઃખ, પાપ.

ॐ

## मंत्र-२९

यस्य भूमिः प्रमान्तरिक्षमुतोदरम् ।
दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥३२॥
यस्य सूर्यश्चक्षुश्चन्द्रमाश्च पुनर्णवः ।
अग्नि यश्चक्र आस्यं१तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥३३॥
यस्य वातः प्राणापानौ चक्षुरङ्गिरसोऽभवन् ।
दिशो यश्चक्रे प्रज्ञानीस्तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥३४॥
स्कम्भो दाधार धावापृथिवी उभे इमे स्कम्भो
दाधारोर्व१न्तरिक्षम् । स्कम्भो दाधार प्रदिशः षडुर्वीः
स्कम्भ इदं विश्वं भुवनमा विवेश ॥३५॥
यः श्रमात्तपसो जातो लोकान्त्सर्वान्त्समानशे ।
सोमं यश्चक्रे केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥३६॥

अथर्व वेद : कांड-१०,सूक्त-७, मंत्र-३२,३३,३४,३५,३६.

यो भूतं च भव्यं च सर्व यश्चाधितिष्ठति ।
स्व१र्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥१॥

अथर्व वेद : कांड - १०, सूक्त-८, मंत्र - १.

ભાવાર્થ : જેની ભૂમિ એક પગલાંના પ્રમાણ જેટલી છે અને અંતરિક્ષ જેનું ઉદર છે, જેણે દ્યુલોકને પોતાનું શિર બનાવ્યું છે તે જયેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો. - ૩૨.

જેની સૂર્ય આંખ છે તથા પુનઃ પુનઃ નવો બનવાવાળો ચંદ્રમા જેની બીજી આંખ છે. જેણે અગ્નિને પોતાનું મુખ બનાવ્યું છે, તે જ્યેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો. - ૩૩.

જેના પ્રાણ અને અપાન એ આ વાયુ છે અને આંખો અંગીરસ બનેલ છે. જેણે દિશાઓને બુદ્ધિના સાધન તરીકે કાન બનાવ્યા છે. તે જ્યેષ્ઠ બ્રહ્મને મારા નમસ્કાર હો.-૩૪.

આ સર્વાધારે આ પૃથ્વી અને દ્યુલોકને ધારણ કરેલ છે. તેણે વિસ્તૃત અંતરિક્ષને ધારણ કરેલ છે. તેણે આ છ મહાન દિશાઓ ધારણ કરેલ છે. તે જ આ સર્વ વિશ્વમાં પ્રવેશ પામેલ છે. - ૩૫.

જે તપના શ્રમથી પ્રગટ થઈને સર્વ લોકોમાં તે વ્યાપી રહ્યો છે. જેણે માત્ર એક સોમને જ ઉત્તમ ઔષધિ રૂપ બનાવેલ છે. તે શ્રેષ્ઠ બ્રહ્મને માટે મારા નમસ્કાર હોજો. - ૩૬.

જે ભૂતકાળ, ભવિષ્યકાળ તથા વર્તમાનકાળમાં પણ જે સર્વ પર અધિષ્ઠાતા થઈને રહે છે, જેનું કેવળ પ્રકાશમય સ્વરૂપ છે. એવા શ્રેષ્ઠ બ્રહ્મને નમસ્કાર હોજો. - ૧.

---

# મંત્ર : છવીસમો

## 卐 સર્વ દેવો-ઋષિવરોને નમસ્કારનો મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ૐ ૐ

આદ્ય નારાયણને નમસ્કાર ॥ આદ્ય શક્તિને નમસ્કાર ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરને નમસ્કાર ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમસ્કાર ॥ પ્રથમ પુરુષને નમસ્કાર ॥ સપ્ત ઋષિઓને નમસ્કાર ॥ હરિ અંશ કુળ કાયમના પરિવારને નમસ્કાર ॥ ધરતી-આસમાનને નમસ્કાર ॥ પવન-પાણીને નમસ્કાર ॥ ચંદ્ર-સૂર્ય ને નમસ્કાર ॥ રવિમંડળને નમસ્કાર ॥ ધ્રુવ મંડળને નમસ્કાર ॥ નવ લાખ તારાને નમસ્કાર ॥ બાર મેઘને નમસ્કાર ॥ નવ કુળ નાગને નમસ્કાર ॥ સાત સમુદ્રને* નમસ્કાર ॥ નવસો નવ્વાણું નદીઓને નમસ્કાર ॥ ગણપતિ દેવને નમસ્કાર ॥ હનુમાન જતીને નમસ્કાર ॥

આઠ વસુને નમસ્કાર ॥ અગીયાર રુદ્રને નમસ્કાર ॥ બાર આદિત્યને નમસ્કાર ॥ અશ્વિનીકુમારોને નમસ્કાર ॥ ઓગણપચાસ મરુતને નમસ્કાર ॥ એકવીસ બ્રહ્માંડને નમસ્કાર ॥ ચૌદ જીવનને નમસ્કાર ॥ સ્વર્ગ મૃત્યુ પાતાળને નમસ્કાર ॥ સાત વાર, સત્તાવીશ નક્ષત્રને નમસ્કાર ॥ પંદર તિથિ, બાર કરણને નમસ્કાર ॥ નવ ગ્રહને નમસ્કાર ॥ સાત દ્વીપને* નમસ્કાર ॥ નવખંડ* પૃથ્વીને નમસ્કાર ॥ ચોવીસ મુલકને નમસ્કાર ॥ અષ્ટ કુળ પર્વતને નમસ્કાર ॥ અઢાર ભાર વનસ્પતિને નમસ્કાર ॥ ચાર વેદોને

---

* સાત સમુદ્ર = (૧) ક્ષારોદર (૨) ક્ષીરોદક (૩) દધિમંડોદક (૪) ઘૃતોદક (૫) ઈક્ષરોદક (૬) સુરોદક (૭) શુદ્ધોધક.

* સાત દ્વીપ = (૧) સહસ્ત્ર (૨) જાંબુ (૩) સંગલ (૪) જજાન (૫) કરૂચ (૬) પલંછા (૭) પોકર. અથવા (૧) જંબુ (૨) કુશ (૩) પ્લક્ષ (૪) શાલ્મલી (૫) કૌચ (૬) શાક (૭) પુષ્કર.

* નવખંડ = પૃથ્વીના નવ ભાગ (૧) એરા ખંડ (૨) બ્રહ્મ ખંડ (૩) રૂદ્ર ખંડ (૪) ઈંડ ખંડ (૫) ભરત ખંડ (૬) હિરત ખંડ (૭) એલાસ ખંડ (૮) સોમ ખંડ (૯) કમલા ખંડ (ભારત ખંડ). અથવા (૧) ઈલાવૃત (૨) ભદ્રાશ્વ (૩) હરિવર્ષ (૪) કિંપુરુષ (૫) કેતુમાલ (૬) રમ્યક (૭) ભારત (૮) હિરણ્ય (૯) ઉત્તર કુરુ.

નમસ્કાર ॥ ચાર ખાણ ચાર વાણને નમસ્કાર ॥ અગ્નિ, તેજ, અન્નદેવને નમસ્કાર ॥ આદ્ય, અંત, મધ્યના દેવોને નમસ્કાર ॥ બારે રાશીઓને નમસ્કાર ॥ કુળ ગોત્રના દેવોને નમસ્કાર ॥ પિતૃદેવોને નમસ્કાર ॥ ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમને નમસ્કાર ॥ દશ દિગ્પાળને નમસ્કાર ॥ દશે દિશાઓને નમસ્કાર ॥

નવનાથ, ચોર્યાસી સિદ્ધને નમસ્કાર ॥ ચોસઠ લાખ દેવીઓને નમસ્કાર ॥ અઠ્યાસી સહસ્ર ઋષિઓને નમસ્કાર ॥ સર્વ સંત મહાત્માઓને નમસ્કાર ॥ અડસઠ તીર્થને નમસ્કાર ॥ નવ્વાણું કરોડ ઝાંખાને નમસ્કાર ॥ છપ્પન કરોડ મેઘાને નમસ્કાર ॥ બત્રીસ કરોડ કિન્નરને નમસ્કાર ॥ પાંચ કરોડ પ્રહલાદને નમસ્કાર ॥ સાત કરોડ હરિશ્ચંદ્રને નમસ્કાર ॥ નવ કરોડ યુધિષ્ઠિરને નમસ્કાર ॥ બાર કરોડ સદ્‌ગુરુ દેવને નમસ્કાર ॥ અનંત કરોડ કમળાકુંવરને નમસ્કાર ॥ તેત્રીસ કરોડ દેવતાઓને નમસ્કાર ॥ સર્વ ઋષિવર ગત્‌ગંગાને નમસ્કાર ॥ દશે અવતારોને નમસ્કાર ॥ મુખી સેવકોને નમસ્કાર ॥ ચૌદ ભુવન*ના દેવ-ઋષિવરોને નમસ્કાર ॥ કરણ કલ્પના અનંત કરોડ દેવોને નમસ્કાર ॥ સ્વામી ! અમારા અપરાધ ક્ષમા કરો ॥ સત્‌પંથના માર્ગ માંહે રાખો ॥ લખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડના મેળા આપો ॥ જંબુદ્વીપના ધણી !

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

---

* ચૌદ ભુવન = ચૌદ લોક (૧) પાતાલ (૨) રસાતલ (૩) મહાતલ (૪) તલાતલ (૫) સુતલ (૬) વિતલ (૭) અતલ (૮) ભૂર્લોક (૯) ભુવર્લોક (૧૦) સ્વર્લોક (૧૧) મહર્લોક (૧૨) જનલોક (૧૩) તપલોક (૧૪) સત્યલોક અથવા બ્રહ્મલોક.



## मंत्र-२७

**अग्नाविष्णू महि तद्वां महित्वं पाथो घृतस्य गुह्यस्य नाम ।**
**दमे दमे सप्त रत्ना दधानौ प्रति वां जिह्वा घृतमा चरण्यात् ॥१॥**
**अग्नाविष्णू महि धाम प्रियं वां वीथो घृतस्य गुह्या जुषणौ ।**
**दमे दमे सुष्टुत्या वावृधानौ प्रति वां जिह्वा घृतमु चरण्यात् ॥२॥**

अथर्व वेद : कांड-७, सूक्त-२९, मंत्र-१, २.

**अपूपवान्क्षीरवांश्चरुरेह सीदतु ।**
**लोककृतः पथिकृतो यजामहे ये देवानां हुतभागा इह स्थ ॥१६॥**

अथर्व वेद : कांड - १८, सूक्त - ४, मंत्र - १६.

ભાવાર્થ : અગ્નિ અને વિષ્ણુ એ બે દેવો એક જ સ્થાનમાં રહે છે. તે બંને દેવોનું મહાત્મ્ય ઘણું મોટું છે, તે બંને ગુપ્ત રીતે ગુહામાં બેસી ઘી ભક્ષણ કરે છે. પ્રત્યેક ઘરમાં સાત રત્નોને મૂકે છે અને પોતાની જીભ વડે ઘીનો સ્વાદ લે છે. - ૧.

આ બંને દેવોનું એક જ મોટું સ્થાન છે. તે બંને ઘીના ગુહ્ય રસનો સ્વાદ લે છે. દરેક ઘરમાં સ્તુતિથી વધે છે અને ગુહ્ય ઘીની પાસે તેમની જીભ પહોંચી જાય છે. - ૨.

માલપુવા અને ઘઉંના લોટની તેમજ ઘીની સહાયતાથી બનાવેલા પદાર્થોવાળા તથા ક્ષીરવાન્ (દૂધવાળા) ચરૂ યજ્ઞને માટે તૈયાર કરવામાં આવેલ પ્રસાદ અહીયાં (ઈહ) યજ્ઞમાં સ્થાપન કર્યો. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શકની અમે આ ચરૂ દ્વારા પૂજા કરીએ છીએ, સત્કાર કરીએ છીએ, પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શક પ્રભુ ! તમે અહીં આ યજ્ઞ સ્થાને દેવોની મધ્યમાં સ્થિર થાવ. - ૧૬.

# મંત્ર : સત્તાવીસમો

## 卐 મંત્ર પહેલો : શ્રી વિષ્ણુ ભગવાનને થાળ ધરાવવાનો મંત્ર. 卐

### (થાળ પહેલો : લાવસીનો ધરાવવો)

(થાળ ઉપર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી થાળ સમર્પણનો સંકલ્પ કરવો)

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે આદ્ય રૂખ* ॥ પછી અલેખ* ॥ ચતુર ગુણમાં તમે એક ॥ ૐ કાર, નિરંજન નિરાકાર ॥ ઉપજ્યા પિંડ તે સાકાર* ॥ નિરંજને તો કૃપા કરી ॥ સત્ય સીંચીને* ઉપજ્યા હરિ ॥ હરિએ* ત્યાં ધર્યા અવતાર ॥ તમે નિરંજન નિરાકાર ॥ ચતુર્વેદનો કીધો વિસ્તાર ॥ ચતુર્યુગમાં દશ અવતાર ॥

સ્વામી શ્રી મત્સ્ય ॥ સ્વામી શ્રી કૂર્મ ॥ સ્વામી શ્રી વરાહ ॥ સ્વામી શ્રી નરસિંહ ॥ સોળ કરોડ કુળ પરિવાર ॥ સ્વામી શ્રી વામન ॥ સ્વામી શ્રી પરશુરામ ॥ સ્વામી શ્રી રામ અવતાર ॥ છત્રીસ કરોડ કુળ પરિવાર ॥ સ્વામી શ્રી કૃષ્ણ ॥ સ્વામી શ્રી બૌદ્ધ અવતાર ॥ છપ્પન કરોડ કુળ પરિવાર ॥ સ્વામી શ્રી નિષ્કલંકી

---

* રૂખ = ઋષિ, ચહેરો, કલ્પના, મૂળ, વિચાર, હેતુ, મહાન ઝાડ. * અલેખ = લખાણમાં કે સમજમાં ન આવે તે. * સાકાર = આકારવાળું. * સીંચીને = છાંટીને. * હરિ = શ્રી વિષ્ણુ ભગવાન, દોષના હરનાર.

(કલ્કિ) નારાયણ દશમો અવતાર ॥ હરિ અંશ* કુળ કાયમનો પરિવાર ॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥ નિરંજન નિષ્કલંકી નારાયણ સ્વામી ॥ તમારા નિમિત્તે ॥ તમારા ભોજન સ્થળે ॥ મુનિવર, ઋષિવર, સેવક, નર, નારી, બાલ ગોપાલની થાળ બત્રીસીનો* સ્વીકાર કરો ॥ હે દેવ ! તમ સમક્ષ જે ધર્યું ધરાવ્યું હોય તેનો સ્વીકાર કરો ॥ પંચાયતન દેવ પવિત્ર આત્માઓ ॥ નવ તન* શાખ ॥ દેવ આશિષ તમારી ॥ પ્રાર્થના અમારી ॥ તમે સ્વીકાર કરો ॥ તમારે ભાવે સ્વભાવે ॥ તમારા નિમિત્તે ॥ તમારા બ્રહ્મ ભોજન સ્થાને ॥ તમે સ્વીકાર કરો ॥ અન્ન પાણીના આહાર ॥ પાન-ફળના ભોક્તા ॥ તમે દાતા ॥ તમે ભોક્તા ॥ કર્મ અમારાં ॥ ધર્મ તમારાં ॥ ભાવ, ભક્તિ, શ્રદ્ધા અમારાં ॥ સ્વામીજી ! તમે સ્વીકાર કરો ॥ આજ કલિયુગમાં દર્શન આપો ॥ અથર્વવેદને વાયકે ॥ હો સ્વામીજી ! નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ મુખી* સેવકોની આશિષે ॥ પંચ ભાગનો સ્વીકાર કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* અંશ = ઈશ્વરીય કળા. * બત્રીસી = બત્રીસ જાતનો પ્રસાદ. * નવ તન = નવ શરીર, બ્રહ્માનાં નવ રૂપ. * મુખી = યજ્ઞના હોતા, ગત્‌માં સદ્‌ગોર બ્રહ્માજીનો પ્રતિનિધિ.

ॐ

## મંત્ર-૨૮

**यो भूतं च भव्यं च सर्वं यश्चाधितिष्ठति ।**
**स्व१र्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥१॥**

अथर्व वेद : कांड - १०, सूक्त - ८, मंत्र - १.

**अपूपवान्क्षीरवांश्चरुरेह सीदतु ।**
**लोककृतः पथिकृतो यजामहे ये**
**देवानां हुतभागा इह स्थ ॥१६॥**

अथर्व वेद : कांड-१८, सूक्त-४, मंत्र-१६.

ભાવાર્થ : જે ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં તથા વર્તમાનકાળમાં પણ જે સર્વ પર અધિષ્ઠાતા થઈને રહે છે, જેનું કેવળ પ્રકાશમય સ્વરૂપ છે એવા શ્રેષ્ઠ બ્રહ્મને નમસ્કાર હજો. - ૧.

માલપુવા અને ઘઉંના લોટની તેમજ ઘીની સહાયતાથી બનાવેલા પદાર્થોવાળા તથા ક્ષીરવાન્ (દૂધવાળા) ચરૂ યજ્ઞને માટે તૈયાર કરવામાં આવેલ પ્રસાદ (ઈહ) અહીયાં યજ્ઞમાં સ્થાપન કર્યો. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શકની અમે આ ચરૂ દ્વારા પૂજા કરીએ છીએ, સત્કાર કરીએ છીએ. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શક પ્રભુ ! તમે અહીં આ યજ્ઞ સ્થાને દેવોની મધ્યમાં સ્થિર થાવ. - ૧૬.

# મંત્ર : અઠાવીસમો

## 卐 મંત્ર બીજો : શ્રી બ્રહ્માજીને થાળ ધરાવવાનો મંત્ર 卐

### (થાળ બીજો : શીરાનો ધરાવવો.)

(થાળ ઉપર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

નિરંજન નામ તે નિરાકાર ॥ ઈંડ થકી કીધો વિસ્તાર ॥ કર* પર કીધું દષ્ટે* કામ ॥ ત્યારે આપો આપ વધ્યા પ્રમાણ ॥ નાભિએ* વેધ્યું કમળ સાર ॥ ઉપજયા બ્રહ્મા ૐ કાર ॥ અનંત બ્રહ્મા થયા મલન્ઘ* ॥ હરિ હાથમાં થયા હંસ ॥ બ્રહ્મા તનથી બુંદ જ ખર્યા ॥ અનંત કરોડ જીવ અવતર્યા ॥ રચી ખાણને વર્ત્યા વેદ ॥ સજર્યા સત્‌પંથને અમર ભેદ* ॥ બ્રહ્મા, વિષ્ણુએ ધર્યા અવતાર ॥ અંશ એક ને જુદા પરિવાર ॥ અંશ જેવા ચંદ્રમા સૂર્ય ॥ ધરી અવતારને સરજયું સ્વરૂપ ॥ વેદ અંશે જે અમર ભેદ ॥ પ્રગટ્યા બ્રહ્મા ચારે વેદ ॥ ચો મુખા* બ્રહ્મા અમર તેજ ॥ પાંચમે મુખે અમર ભેદ ॥ વસિષ્ઠ ॥ વેદ વ્યાસ ॥ હંસ તેજ પ્રકાશ ॥

---

* કર = હાથ. * દષ્ટે = (દષ્ટવ્ય) જોવાલાયક. * નાભિએ = મધ્યે. * મલઘ્ન = પાપનો નાશ કરનાર. * અમરભેદ = પરમાત્માને ઓળખવાનો ખુલાસો. * ચોમુખા = ચાર મુખવાળા.

શ્રી મત્સ્ય ॥ શ્રી કૂર્મ ॥ શ્રી વરાહ ॥ શ્રી નરસિંહ ॥ શ્રી વામન ॥ શ્રી પરશુરામ ॥ શ્રી રામ ॥ શ્રી કૃષ્ણ ॥ શ્રી બુદ્ધ ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ શક્તિ માતા ॥ સદ્ગોર સ્વામી ॥ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ તમારે નિમિત્તે ॥ તમારે બ્રહ્મ ભોજન સ્થળે ॥ મુનિવર ॥ ઋષિવર ॥ સેવક ॥ નરનારી ॥ બાલગોપાલની ॥ થાળ બત્રીસીનો સ્વીકાર કરો ॥ તમારી સમક્ષ જે ધર્યું ધરાવ્યું હોય તેનો સ્વીકાર કરો ॥ તમારા અરવાર - પરિવાર સાથે સ્વીકાર કરો ॥ તમારે કર્મે ॥ તમારે ધર્મે સ્વીકાર કરો ॥ સેવકોના ભાવે-સ્વભાવે સ્વીકાર કરો ॥ તમારી આસના વાસનાએ સ્વીકાર કરો ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ॐ

<u>मंत्र-२९</u>

भवाशर्वौ मृडतं माभि यातं भूतपती पशुपती नमो वाम् ।
प्रतिहितामायतां मा वि स्त्राष्ट मा नो हिंसिष्टं द्विपदो मा चतुष्पदः ॥१॥

अथर्व वेद : कांड-११, सूक्त-२, मंत्र-१.

नमस्ते घोषिणीभ्यो नमस्ते केशिनीभ्यः ।
नमो नमस्कृताभ्यो नमः संभुञ्जतीभ्यः ।
नमस्ते देव सेनाभ्यः स्वस्ति नो अभयं च नः ॥३१॥

अथर्व वेद : कांड-११, सूक्त-२, मंत्र-३१.

अपूपवान्क्षीरवांश्चरुरेह सीदतु ।
लोककृतः पथिकृतो यजामहे ये देवानां हुतभागा इह स्थ ॥१६॥

अथर्व वेद : कांड - १८, सूक्त - ४, मंत्र - १६.

ભાવાર્થ : "હે ભવ અને સર્વ ! હે ઉત્પાદક અને સંહારક ! તમે બંને અમને બધાને સુખી કરો. અમારા ઉપર હુમલો કરતા નહિ. તમે બંને ભૂતોના અને પશુઓના પાલક છો. તમને બંનેને નમસ્કાર હો ! ધનુષ્ય ઉપર મુકેલા અને તાણેલા બાણને અમારા ઉપર છોડશો નહિ. અમારા દ્વીપાદ અને ચતુષ્પાદ પ્રાણીઓની હિંસા કરશો નહિ." - ૧.

"હે દેવ ! તારો મોટો શબ્દઘોષ કરનારી, વાળ રાખનારી, નમસ્કારોથી સત્કૃત અને ઉત્તમ અન્ન ભોગ કરનારી તારી સેનાઓને નમસ્કાર હો, અમારું કલ્યાણ થાય અને અમને નિર્ભયતા પ્રાપ્ત થાવ. - ૩૧.

માલપુવા અને ઘઉંના લોટની તેમજ ઘીની સહાયતાથી બનાવેલા પદાર્થોવાળા તથા ક્ષીરવાન્ (દૂધવાળા) ચરૂ યજ્ઞને માટે તૈયાર કરવામાં આવેલ પ્રસાદ (ઈહ) અહીયાં યજ્ઞમાં સ્થાપન કર્યો. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શકની અમે આ ચરૂ દ્વારા પૂજા કરીએ છીએ, સત્કાર કરીએ છીએ, પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શક પ્રભુ ! તમે અહીં આ યજ્ઞ સ્થાને દેવોની મધ્યમાં સ્થિર થાવ. - ૧૯.

---

# મંત્ર : ઓગણત્રીસમો

## 卐 મંત્ર ત્રીજો : શ્રી મહેશ્વર દેવને થાળ ધરાવવાનો મંત્ર 卐

### (થાળ ત્રીજો : ખીર રોટલીનો ધરાવવો)

(થાળ પર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ૐ કારથી આદ્ય નિરંજને ધરીયા હેત ॥ લલાટથી લીધા સ્વેદ ॥

સ્વેદ* લઈને ધ્યાન ધરી રહ્યા ।। લખ ચંદરણા ધૂંધૂકાર* વહી ગયા ।। કર મધ્યે ધ્યાન ધરી રહ્યા ।। છત્રીસ યુગને ચોર્યાસી ચોકડી વહી ગયા ।। તદા સ્વેદથી નીર ।। નીરથી ક્ષીર ।। ક્ષીરથી ફીણ ।। ફીણથી ઇંડ ।। ઇંડથી કીધા પ્રકાશ ।। ચતુર ગુણને ધરતી આકાશ ।। દિવ્ય તેજથી સરજ્યા સર્વે જાત ।। ચૌદ ભુવનને સપ્ત ઋષિ ।। તમે નિરંજન અમર દેવ ।। મસ્તકથી ઉપન્યા મહાદેવ ।। હૈયે વિષ્ણુ, નાભિએ બ્રહ્મા ।। જાંઘ સ્થળે* ઇચ્છા કરી* ।। અંગ થકી અર્ધાંગના* ઉપની ।। ઉપની શક્તિ ને માયા* પરવરી* ।। ત્યારે સૃષ્ટિ જો ઉત્પન્ન કરી ।। માયા માંહે ધર્યો સંતોષ ।। ત્યારે નિપજ્યા ચૌદે લોક ।। આદિ સર્જ્યા ત્રણ જ ટોળ* ।। ત્યાં નહિ વાચા ને ત્યાં નહિ બોલ ।। બ્રહ્માને કર્યો આદેશ ।। જઈ બ્રહ્માએ કીધું જાણ ।। બે ટોળ વિમુખ થયા અને એકે રાખી શ્રદ્ધા ।। શ્રદ્ધાળુને આપ્યો સત્‌પંથ ધર્મ ।। છુટ્યા લક્ષ ચોર્યાસીના ફંદ* ।। ઋગ્વેદની દેખાડી વાટ ।। સોંપ્યા યજ્ઞ કળશ ને પાટ ।।

સ્વામીજીએ જીવ ઉદ્ધાર્યા ।। નવ્વાણું કરોડ ઝાંખા ।। છપ્પન કરોડ મેઘા ।। બત્રીસ કરોડ કિન્નર ।। તેત્રીસ કરોડ દેવતા ।। તે ઘટ-પાટ સેવતા ।। નરસિંહ ।। અમરતેજ ।। રામ ।। વસિષ્ઠ ।। કૃષ્ણ ।। વેદવ્યાસ ।। બ્રહ્મેશ્વર ।। હરિ અંશનો વિસ્તાર ।। અંશ એક ને જુદા પરિવાર ।। બ્રહ્મા પરિવાર ।। વિષ્ણુ પરિવાર ।। શિવ પરિવાર ।। શક્તિ પરિવાર ।। તમારો પરિવાર ।। પ્રહલાદ, હરિશ્ચંદ્ર,

---

* સ્વેદ = પરસેવો. * લખ ચંદરણા ધૂંધૂકાર = એક ચંદ્રલોકના આયુષ્યના પ્રમાણમાં એક લાખ ચંદ્રલોક થાય તેટલો વખત. * જાંઘ સ્થળે = જાંઘોના પ્રદેશમાં. * ઇચ્છા કરી = આતુરતા કરી. * અર્ધાંગના = અર્ધ અંગની ધણીયાણી, શ્રીમાયા, આદ્ય લક્ષ્મી. * માયા = હેત. * પરવરી = પ્રસરી. * ટોળ = ટોળાં, જથ્થા, વિભાગ. * ફંદ = જાળ, ફંદો.

યુધિષ્ઠિર, કમળાકુંવર ॥ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ ॥

આદ્ય બ્રહ્મા ॥ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ સ્વામી ॥ તમારા નિમિત્તે ॥ તમારા બ્રહ્મ ભોજન સ્થાને ॥ મુનિવર ॥ ઋષિવર ॥ સેવક ॥ નરનારી ॥ બાલ- ગોપાલની ॥ થાળ - બત્રીસીનો સ્વીકાર કરો ॥ કુળ પરિવાર ॥ સપ્ત ઋષિ સહિત થાળ - બત્રીસીનો સ્વીકાર કરો ॥ તમારા વારાની સંગતે ॥ તમારી સમક્ષ જે ધર્યું ધરાવ્યું હોય તે સ્વીકાર કરો ॥ શિવ શક્તિ પરિવાર ॥ વિષ્ણુ પરિવાર ॥ બ્રહ્મા પરિવાર ॥ ચતુર કુળ તમે ॥ નિરંજન આશિષ આપીને થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ તમે દાતા ॥ તમે ભોક્તા ॥ કર્મ તમારું ॥ ધર્મ તમારું ॥ માનું ગુણ તમારા ॥ જમો તમે ॥ જમાડો તમે ॥ સેવક અપરાધી છે ॥ સ્વામીજી ! તમે સેવકના અપરાધ ક્ષમા કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •



ॐ

## मंत्र-३०

सिनीवालि पृथुष्टके या देवानामसि स्वसा ।
जुषस्व हव्यमाहुतं प्रजां देवि दिदिढि नः ॥१॥

या सुबाहुः स्वङ्गुरिः सुषूमा बहुसूवरी ।
तस्यै विश्पत्न्यै हविः सिनीवाल्यै जुहोतन ॥२॥

या विश्पत्नीन्द्रमसि प्रतीची सहस्त्रस्तुकाभियन्ती देवी ।
विष्णोः पत्नि तुभ्यं राता हवींषि
पति देवि राधसे चोदयस्व ॥३॥

अथर्व वेद : कांड-७, सूक्त-४६, मंत्र-१,२,३.

शिवा नः शंतमा भव सुमृडीका सरस्वति । मा ते युयोम संदृश ॥३॥

अथर्व वेद : कांड-७, सूक्त-६८, मंत्र-३.

अपूपवान्क्षीरवांश्चरुरेह सीदतु ।
लोककृतः पथिकृतो यजामहे ये
देवानां हुतभागा इह स्थ ॥१६॥

अथर्व वेद : कांड-१८, सूक्त-४, मंत्र-१६.

ભાવાર્થ : હે અન્નયુક્ત અને ઘણાઓથી પ્રશંસિત દેવી ! જે તું દેવોની ભગિની છે. હે દેવી ! તું હવનમાં નાખેલ આહુતિઓનો સ્વીકાર કર અને અમને ઉત્તમ સંતાન આપ. - ૧.

જે ઉત્તમ બાહુવાળી અને ઉત્તમ આંગળીયોવાળી ઉત્તમ અંગવાળી અને ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવામાં સમર્થ છે. તે પ્રજાપાલક અન્નયુક્ત દેવતાને માટે હવિ પ્રદાન કરો. - ૨.

જે પ્રજાનું પાલન કરનારી તું પ્રભુની સન્મુખ રહે છે તથા હજારો કવિઓ દ્વારા પ્રશંસિત તું દેવી આગળ વધે છે. હે વિષ્ણુની પત્ની ! હે દેવી ! તારે માટે હું હવન અર્પણ કરું છું. અમારી સિદ્ધિને પ્રાપ્ત કરવા માટે તું તારા પતિને પ્રેરિત કર. - ૩.

હે સરસ્વતી ! અમારા માટે સ્તુતિ કરવા લાયક શુભ અને સુખકારક થા. તારી દૃષ્ટિથી અમે કદાપી વિયુક્ત ન થઈએ. - ૩.

માલપુવા અને ઘઉંના લોટની તેમજ ઘીની સહાયતાથી બનાવેલા પદાર્થોવાળા તથા ક્ષીરવાન્ (દૂધવાળા) ચરૂ યજ્ઞને માટે તૈયાર કરવામાં આવેલ પ્રસાદ (ઈહ) અહીયાં યજ્ઞમાં સ્થાપન કર્યો. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શકની અમે આ ચરૂ દ્વારા પૂજા કરીએ છીએ, સત્કાર કરીએ છીએ. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શક પ્રભુ ! તમે અહીં આ યજ્ઞ સ્થાને દેવોની મધ્યમાં સ્થિર થાવ. - ૧૬.

---

# મંત્ર : ત્રીસમો

## 卐 મંત્ર ચોથો : શ્રી આદ્ય શક્તિ માતાને થાળ ધરાવવાનો મંત્ર 卐

(થાળ ચોથો : ચૂરમાનો ધરાવવો)

(થાળ પર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી થાળ સમર્પણનો સંકલ્પ કરવો)

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ આદ્ય નિરંજન ધૂંધૂકાર ।। સૃષ્ટિ તણો કીધો વિસ્તાર ।। આપે ઉપજ્યા ઈંડ આકાર ।। ઈંડ માંહે ધર્યા અવતાર ।। લીલા ઈચ્છા અનંત અપાર ।। તમે નિરંજન નિરાકાર ।। કરી ક્રોધને ઊંચે શ્વાસ ।। નિરંજન થયા પ્રકાશ ।। પહેલા શબ્દ ૐ કાર ।। ત્યાં ઉપજ્યા નિરાકાર ।। હતું તેજ નિલવર્ણ ધૂંધૂકાર ।। પેદા કીધાં તત્ત્વ ચાર ।। ચતુર ગુણને ચતુર રંગ ।। ચતુર ખાણને ચતુર વાણ ।। ચતુર વેદે કર્મ ધર્મના સર્જ્યા ભેદ ।। કર્મે-ધર્મે તો સર્જ્યો સંસાર ।। કર્મ-ધર્મ તમે કર્યું કિરતાર ।। કર્મ-ધર્મથી માયાનો કીધો વિસ્તાર ।। શક્તિ રૂપે રચ્યો સંસાર ।।

નિરંજને તો કર્તવ્ય* કરી ।। ઈચ્છા લીલા પ્રગટ ધરી ।। ચૌદ ભુવનને ધરતી આકાશ ।। પવન, પાણી કીધાં પ્રકાશ ।। અષ્ટકુળ પર્વત ।।

---

* કર્તવ્ય = અગત્યનું કામ.

સમુદ્ર સાત ॥ નવ ખંડ પૃથ્વી ॥ દ્વીપ જ સાત ॥ બાર કુળ મેઘ ॥ નવ કુળ નાગ ॥ ચંદ્ર, સૂર્ય મેલ્યા શાખ ॥ નવ લાખ તારા ધર્યા આકાશ ॥ નવસો નવ્વાણું નદીઓ જાણ ॥ અડસઠ તીરથ સહી પ્રમાણ ॥ પંદર તિથિને કરણ બાર ॥ નવ લાખ તારાનો વિસ્તાર ॥ સરસ્વતી*, વનસ્પતિ ભાર અઢાર ॥ અગ્નિ, લક્ષ્મી સહી પ્રકાશ ॥ ચૌદ લોકમાં દિવસને રાત ॥ ગ્રહ નક્ષત્ર ॥ સંવત્સર* માસ ॥ દશ ખૂણા ને દશ દિક્પાળ* ॥ શાંત સ્થાને ભિતર-બહાર ॥ ભિતર* તો સર્જ્યો સંસાર ॥ બહાર વર્ત્યો ધૂંધૂકાર ॥

ગોર નરે ધર્યા અવતાર ॥ સ્વામી નિરંજન નિરાકાર ॥ શ્રી મત્સ્ય-શ્રી એકાૠષિ ॥ શ્રી વામન-શ્રી સહજાનંદ ॥ શ્રીકૃષ્ણ-શ્રી વેદવ્યાસ ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજ ॥ સદ્ગોર સ્વામી ! તમો જીવોના સર્જનહાર ॥ ૠષિવર સેવકોનો કરો ઉદ્ધાર ॥ આઠ લાખ કરણના અનંત કરોડ દેવ ॥ ચતુર કલ્પના દેવ ॥ નવાણું કરોડ ઝાંખા ॥ છપ્પન કરોડ મેઘા ॥ બત્રીસ કરોડ કિન્નર ॥ તેત્રીસ કરોડ દેવતાઓએ પૂરી શાખ ॥ ૠષિવર જીવોને કરો પાવન ॥ રૂખ્માગદ, અંબરીષ, ધ્રુવ, પ્રહ્લાદ, કમળધ્વજ, કમળાપતિ, હરિશ્ચંદ્ર, સહદેવ, યુધિષ્ઠિર, કમળાકુંવર ॥ નવ નાથ* ચોર્યાસી સિદ્ધ* ॥ અઠ્યાસી સહસ્ત્ર ૠષિઓ* ॥ ધાયા સત્પંથ જાણી ॥ જેણે લીધી અથર્વવેદની વાણી ॥ શક્તિ માયા

---

* સરસ્વતી = વિદ્યાની અધિષ્ટાત્રી (વિદ્યા). * સંવત્સર = સાલ, વર્ષનું નામ. * દશ દિક્પાળ = દશે દિશાઓનું રક્ષણ કરનારા દેવતા, (દશ દિક્પાળનાં નામ - ઈન્દ્ર, યમ, વરુણ, કુબેર, ઈશાન, વાયવ્ય, અગ્નિ, નૈૠત્ય, પૃથ્વીદેવી, આકાશ). * ભિતર = અંદર. * નવનાથ = યોગ વિદ્યામાં પૂર્ણ એવા નવનાથ છે. (તેમના નામ : ભતૃહરિનાથ, મત્સ્યેંદ્રનાથ, ગોરક્ષનાથ, ગોપીચંદ, કાનિફનાથ, ગહિનીનાથ, જાલંધરનાથ, મીનનાથ, ચર્પટનાથ). * સિદ્ધ = સિદ્ધિયોગને પામેલા તેઓ ચોર્યાસી છે. * ૠષિઓ = પવિત્ર ભક્ત, જેના પર પરમાત્મા પ્રસન્ન હોય તેવા, સમયના અવતાર પાત્રને ઓળખનારા.

યોગણી ॥ જેણે જેર* કીધો જગત ॥ યતિ*, સતી*, સાર, પરજા, તારા, મંદોદરી, ચંદ્રાવતી, દ્રૌપદી, સુરજા રાણી ॥ તમે ધાયા સત્‌પંથ જાણી ॥ જેણે લીધી અથર્વવેદની વાણી ॥ અથર્વવેદી ઋષિઓ ॥ એક લાખ એંસી હજાર સંત મહાત્માઓ ॥ બ્રહ્મલીન ભક્ત શિરોમણિઓ ॥ સત્‌પંથ ધર્મના સર્વ ભક્તોના તારણહાર ॥ સત્ય સ્વામી તમને નમસ્કાર ॥

નિરંજન નારાયણ ॥ તમારા નિમિત્તે ॥ આલોક, પરલોક, દેવલોક, *મહર્લોક, અમરાપુરીના, જળના, સ્થળના ॥ અધિકારી પંચ ભાગનો સ્વીકાર કરો ॥ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ અવતાર ॥ ઋષિવરોને દર્શન દેજો ॥ ઋષિવર સર્વેનો કરો ઉદ્ધાર ॥ સ્વામીજી ! શક્તિ માતા ! નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ! સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ ! તમારા નિમિત્તે ॥ તમારા ભોજન સ્થાને ॥ મુનિવર, ઋષિવર, સેવક, નરનારી, બાલ-ગોપાલની થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ તમારી સમક્ષ ધર્યું-ધરાવ્યું હોય તેનો સ્વીકાર કરો ॥ તમારે કર્મે, તમારે ધર્મે સ્વીકાર કરો ॥

હે નિરંજન સ્વામી ! તમારી સંગતે ॥ ગોરનરની સંગતે ॥ તમારા અરવાર-પરિવારની સંગતે ॥ મહાદેવની* સંગતે ॥ થાળનો સ્વીકાર કરો ॥ તમારા વારાની સંગતે ॥ ગોરનરની સંગતે ॥ ગોરનરના જાપની સંગતે ॥ વખત વેળા વારાનું વર્તમાન ॥ અથર્વવેદના જ્ઞાન-ધ્યાનની સંગતે ॥ થાળનો

---

* જેર = તાબે. * યતિ = સાધુ, ત્યાગી. * સતી = પવિત્ર યોગીની દેવી. * મહર્લોક = સપ્તલોક માંહેનો ચોથો લોક

સ્વીકાર કરો ॥ ઓ અલખ નિરંજન સ્વામી ! તમે કરો જીવોનાં કામ ॥ શક્તિ માતા તમને પ્રણામ ॥ તમારા સંગ સોબતની સંગતે થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥

તમારા પ્રકાશની સંગતે ॥ તમારા નામની સંગતે ॥ તમારા મંત્ર-જાપની સંગતે ॥ થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ જંબુદ્વીપે, કુંવારિકા ક્ષેત્રે ॥ સદ્‌ગુરુએ કીધાં ઠામ ॥ તે સ્થળની સંગતે થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ સાડત્રીસ પાત્ર, આડત્રીસમાં નરની સંગતે ॥ ત્રેવીસ પાત્ર ચોવીસમા નારાયણની સંગતે ॥ થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥

ચાર વેદ ॥ ચાર સદ્‌ગુરુ વાચા ॥ ચતુર અંશે ॥ શક્તિ પરિવાર ॥ આદ્ય શબ્દ ૐ કારની સંગતે ॥ થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ સ્વામી ! તમારા કર્યા કરાવ્યાની સંગતે ॥ સ્વામી ! તમારી ઈચ્છા ॥ સ્વામી ! તમારી લીલા ॥ સ્વામી ! તમારા સર્જ્યા, તમારા સર્જાવ્યાની સંગતે ॥ થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ બ્રહ્મા વિષ્ણુના દશે અવતારની સંગતે ॥ થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ સ્વામી ! તમો પવિત્ર ॥ અમો સેવક ચરણ રજ ॥ નવ તન (નૌતન) શાખ ॥ નિરંજન ! તમારી સંગતે થાળ-બત્રીસીનો સ્વીકાર કરો ॥ અમો સેવક અપરાધી ॥ સ્વામી ! તમો અપરાધ ક્ષમા કરનાર છો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

## મંત્ર-૩૧

महृां यजन्तां मम यानीष्टाकूतिः सत्या मनसो मे अस्तु ।
एनो मा नि गां कतमच्चनाहं विश्वे देवा अभि रक्षन्तु मेह ॥४॥
मयि देवा द्रविणमा यजन्तां मय्याशीरस्तु मयि देवहूतिः ।
दैवा होतारः समिषन् न एतदरिष्टाः स्याम तन्वा सुवीराः ॥५॥
उरुव्यचा नो महिषः शर्म यच्छत्वस्मिन्हवे पुरुहूतः पुरुक्षु ।
स नः प्रजायै हर्यश्व मृडेन्द्र मा नो रीरिषो मा परादाः ॥८॥

अथर्व वेद : कांड - ५, सूक्त-३, मंत्र-४,५,८.

अपूपवान्क्षीरवांश्चरुरेह सीदतु ।
लोककृतः पथिकृतो यजामहे ये देवानां हुतभागा इह स्थ ॥१६॥

अथर्व वेद : कांड - १८, सूक्त - ४, मंत्र - १६.

ભાવાર્થ : મારી સર્વ કામનાઓ પૂર્ણપણે સિદ્ધ થાઓ. મારા મનન સંકલ્પ સત્ય થાઓ, મારાથી કોઈ પાપ કર્મ ન થાઓ અને મારી રક્ષા સર્વ દેવો કરે. - ૪.

સર્વ દેવ મને ધન્ય બનાવે, તેમના આશીર્વાદ મારા પર ઉતરો. દેવોની ઉપાસના કરવાની નિષ્ઠા મારા મનમાં સ્થિર થાઓ. આ નિષ્ઠા દેવોની કૃપાથી અમને પ્રાપ્ત થાઓ. અમે શરીરે નિરોગી અને સ્વસ્થ બનીને, ઉત્તમ વીર બનીએ. - ૫.

વિશાળ શક્તિવાળો ઈશ્વર અમને ઉત્તમ સુખ આપો. અમારી પ્રજા સુધી રહો. કદી પણ અમારો નાશ ન થાઓ અને અમે કદી વિભક્ત ન બનીએ. - ૮.

માલપુવા અને ઘઉંના લોટની તેમજ ઘીની સહાયતાથી બનાવેલા પદાર્થોવાળા તથા ક્ષીરવાન (દૂધવાળા) ચરૂ યજ્ઞને માટે તૈયાર કરવામાં આવેલ પ્રસાદ (ઈહ) અહીયાં યજ્ઞમાં સ્થાપન કર્યો. પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શકની અમે આ ચરૂ દ્વારા પૂજા કરીએ છીએ, સત્કાર કરીએ છીએ, પ્રજાને ઉત્પન્ન કરવાવાળા તે માર્ગદર્શક પ્રભુ ! તમે અહીં આ યજ્ઞ સ્થાને દેવોની મધ્યમાં સ્થિર થાવ.

---

# મંત્ર : એકત્રીસમો

## 卐 મંત્ર પાંચમો : સર્વ દેવો-ઋષિવરોને થાળ ધરાવવાનો મંત્ર 卐

**(બાધા-માનતા પ્રકાશી દાન-દશાંશ તેમજ દક્ષિણા મૂકવી)**

**(થાળ પર ચરણામૃત અને તુલસી પત્ર મૂકી, મંત્ર બોલી થાળ સમર્પણનો સંકલ્પ કરવો.)**

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે સ્વામીજી ! હરિ અંશ પાત્ર ॥ તમે જીવોના આધાર ॥ સૃષ્ટિના સર્જનહાર ॥ જંબુદ્વીપે ધર્યો અવતાર ॥ તમે અવિચળ ॥ તમારી વાચા અવિચળ ॥ તમારું આસન અવિચળ ॥ તમે સ્થાનકના ધણી ॥ તમે રચના રચી ચૌદ ભુવન તણી ॥

તમારે પારે* ॥ તમારે નિમિત્તે ॥ તમારા બ્રહ્મ ભોજન સ્થાને ॥

* પારે = શરણે.

તમારા મંદિરે ॥ તમારા દેવસ્થાને ॥ જે કોઈ મુનિવર ॥ ઋષિવર ॥ સેવક હીણો* ખીણો* ॥ નર-નારી ॥ જે કોઈ મનની ઈચ્છાએ ॥ તમારા ભંડારમાં ભાવ કરીને ॥ તમારે બ્રહ્મ ભોજન સ્થાને ॥ જે કોઈ સેવકે માન્યું ઈચ્છ્યું હોય ॥ જે કોઈ સેવકે દમડો, દોકડો, સૂત્ર, વસ્ત્ર, કણ, કાંકણ, દાણો, ખાણું ॥ ત્રાંબુ, રૂપું, હેમ*, કુંદન*, ઢબુ*, પૈસા ॥ દામ, મહોર, કોરી, બદામ, રૂપાનાણું ॥ અન્ન, પાણી, પાન, ફૂલ, શાક, પાક* ॥ જે કોઈ સેવક ॥ તમારા દરબારમાં ભાવથી ગત્‌ગંગામાં પૂજે ॥ આશિષ કરાવે તે બારે રાશીની આસનાનો સ્વીકાર કરો ॥

હે સ્વામી ! સેવકોના અન્ન પાણીના ભંડાર અખૂટ કરો ॥ કમાણી*માં લાભ આપો ॥ વાટ-ઘાટ સોહેલી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ ઋષિવર સેવકો પર દયાની દૃષ્ટિ કરો ॥ સેવકોની ખેતી-વાડી, વણજ*, વેપારમાં લાભ પૂરો ॥ આવાગમન* દૂર કરો ॥ એક ઘણું દાન સવા લાખ ઘણું પુણ્ય ॥ એક વાર દાન ઋષિવર દે* ॥ તે સવા લાખ ઘણેરું લે ॥ સ્વામી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ॥ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ શાખ ભરે ॥ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ આણ ધરે* ॥

હરિ અંશ* પરિવાર ॥ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ તમે સેવકોની રક્ષા કરો ॥ સેવકોની પૂજા-પાત્રીનો સ્વીકાર કરો ॥ સેવકોને નીમે - ધર્મે ॥ સત્‌પંથના માર્ગ માંહે ભર્યા પૂરા

---

* હીણો = હલકો. * ખીણો = હલકાથી પણ હલકો, લેખામાં ન આવે તેવો હલકો, દુર્બળ. * હેમ = સોનું. * કુંદન = ઉત્તમ જાતનું સોનું. * ઢબુ = બેવડીયો, જુના ચલણનું નાણું. * પાક = રસોઈ. * કમાણી = રળેલું. * વણજ = ખરીદ. * આવાગમન = લક્ષ ચોર્યાસી. * દે = આપે. * આણ ધરે = સત્તા રાખે, હુકમ રાખે. * હરિ અંશ = બ્રહ્મા, વિષ્ણુ અને શક્તિના અંશથી ઉપજેલો પરિવાર.

રાખો ॥ દશાંશ સુક્રિતનો મેળો આપો ॥ ગત્‌ગંગામાં સાથે રાખો ॥ પંચ ભાગનો સ્વીકાર કરો ॥ હે વિશ્વંભર, તમે મેરુ સમાન દાન અને ભોજનનો સ્વીકાર કરો ॥ પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો ॥ ઋષિવરોનાં પાપ કાપો ॥ આખર વેળામાં ઉગારી લેજો ॥ છેવટની પળે દર્શન દેજો ॥ ધર્મ શ્રદ્ધા અખંડ રાખો ॥

પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ ભક્ત કમળાકુંવરની સોબતમાં રાખો ॥ દશે આંગળીએ કરેલું દાન ॥ સહસ્ત્ર ઘણું પુણ્ય ॥ દેહતર દુનિયા*, સહસ્ત્ર આખરત* ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •



* દેહતર દુનિયા = દશ ગણું દુનિયામાં મળો. * સહસ્ત્ર આખરત = હજારગણું આખર છેલ્લી ઘડીએ મળશે.

ॐ

**મંત્ર-૩૨**

**यत् ते नाम सुहवं सुप्रणीतेऽनुमते अनुमतं सुदानु ।**

**तेना नो यज्ञं पिपृहि विश्ववारे रयिं नो धेहि सुभगे सुवीरम् ॥४॥**

अथर्व वेद : कांड - ७, सूक्त-२०, मंत्र-४.

**उच्छिष्टे नाम रूपं चोच्छिष्टे लोक आहितः ।**

**उच्छिष्ट इन्द्रश्चाग्निश्च विश्वमन्तः समाहितम् ॥१॥**

अथर्व वेद : कांड - ११, सूक्त-७, मंत्र-१.

ભાવાર્થ : ઉત્તમ નીતિ અને સુમતિનું મોટું યશ છે અને તેમાં દાન, ત્યાગ વગેરે શ્રેષ્ઠ ગુણો છે. આ ગુણોથી યુક્ત અમારાં સત્કર્મ થાવ અને અમને વીરતાયુક્ત ધન પ્રાપ્ત થાય. - ૪.

ઉચ્છિષ્ટ અર્થાત્ અવશિષ્ટમાં નામ અને રૂપ ઉચ્છિષ્ટમાં લોકલોકાંતર સ્થિર થયેલ છે. ઉચ્છિષ્ટમાં ઈંદ્ર અને અગ્નિ તથા તેની અંદર સંપૂર્ણ વિશ્વ સમાયેલું છે. - ૧.

---

# મંત્ર : બત્રીસમો

## 卐 થાળ અક્ષય પાત્રનો મંત્ર. 卐

**આદેશ = હરિ ॐ**

ॐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ॐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હરિ ॥ ચતુર વેદી બ્રહ્મા ॥ મોક્ષ દાતાર ॥ દેવ મહેશ્વર અને સર્વ દેવોના તપે* કરી ॥ અને કળશ કિરતારે ॥ ચાર યુગ મધ્યે જીવ ઉદ્ધાર્યા ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ તમે હરિ અંશ પાત્ર સ્વામીજી ॥ ભાવ ભક્તિ શુદ્ધ કરો થાળ, પ્રસાદ, નિશાની, મહેમાની, દશાંશ, સુક્રિત ॥ દામ, દોકડો, પાન, ફૂલ, ફળ, અન્ન, પાણી, શાક, પાક ॥ ભક્તિ, ઉપાસનાનો સ્વીકાર કરો ॥

સ્વામી ! તમશું બલિહારી ॥ અમને આશા છે દેવ તમારી ॥ અક્ષય પાત્ર* અખૂટ કરો ॥ સ્વામી ! તમે ગત્‌ગંગાને રોશન કરો ॥

અન્નપૂર્ણા મા ! અન્ન પૂરો ॥ પાણી પૂરો ગણેશ ॥ રિદ્ધિ*-સિદ્ધિ* આપો માતા ભવાની ॥ માતા ભવાની ગયાં બ્રહ્માજીની પાસ ॥ મહાદેવ સ્વામી ભોજન પીરસો ॥ રિદ્ધિ-સિદ્ધિ આપો આ તમારા દાસને ॥ દાસના ભરો ભંડાર, થાએ સુખી ॥ અન્નદેવ પૂર્ણ જાલંધર* મુખી ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* તપે = તપથી. * અક્ષયપાત્ર = જે પાત્રમાં રહેલું ખૂટે નહીં તેવું. * રિદ્ધિ = ઐશ્વર્ય. * સિદ્ધિ = મંત્રની પૂર્ણતા, મંત્રનું ફળ. * જાલંધર = સત્‌પંથના એક શિષ્યનું નામ, જે ગોપીચંદના ગુરુ હતા તેનું નામ.

ॐ

## मंत्र-33

क्षेत्रियात् त्वा निर्ऋत्या जामिशंसात् द्रु हो मुञ्चामि वरुणस्य पाशात् ।
अनागसं ब्रह्मणा त्वा कृणोभि शिवे ते द्यावापृथिवी उभे स्ताम् ॥१॥

अथर्व वेद : कांड - २, सूक्त-१०, मंत्र-१.

भवाशर्वाविदं ब्रूमो रुद्रं पशुपतिश्च यः ।
इषूर्या एषां संविद्म ता नः सन्तु सदा शिवाः ॥९॥
दिवं ब्रूमो नक्षत्राणि भूमिं यक्षाणि पर्वतान् ।
समुद्रा नद्योऽवेशन्तास्ते नो मुञ्चन्त्वंहसः ॥१०॥
सप्तर्षीन्वा इदं ब्रूमोऽपो देवीः प्रजापतिम् ।
पितृदन्यमश्रेष्ठान्ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥११॥
ये देवा दिविषदो अन्तरिक्षसदश्च ये ।
पृथिव्यां शक्रा ये श्रितास्ते नो मुञ्चन्त्वंहसः ॥१२॥
आदित्या रुद्रा वसवो दिवि देवा अथर्वाणः ।
अङ्गिरसो मनीषिणस्ते नो मुञ्चन्त्वंहसः ॥१३॥

अथर्व वेद : कांड - ११, सूक्त-६, मंत्र-९,१०,११,१२,१३.

ભાવાર્થ : આનુવંશિક રોગ, આપત્તિ, કષ્ટ પ્રસરનારા રોગ, દ્રોહના કારણે થનાર કષ્ટ, ઈશ્વરી નિયમનું ઉલ્લંઘન કરવાથી પ્રાપ્ત થનારું બંધન વગેરે બધી દુર્ગતિઓથી નિર્દોષ બની પવિત્ર થવાનો એક માત્ર ઉપાય જ્ઞાન છે. બીજો ઉપાય નથી. - ૧.

ભવ અને શર્વ જે પશુપાલક રૂદ્ર છે, તેમનાં જે બાણ અમે જાણીએ છીએ કે તેઓ અમારે માટે સદા કલ્યાણકારી થાઓ. - ૯.

દ્યુલોક, નક્ષત્ર, ભૂમિ, યક્ષ, પર્વત, સમુદ્ર, નદીઓ, જળાશય સર્વ અમને પાપથી બચાવે. - ૧૦.

સપ્તર્ષિઓ, જળ, પ્રજાપતિ, બ્રહ્મા, પિતૃગણ અને તેમના અધિપતિ મૃત્યુ દેવતા યમની અમે પ્રાર્થના કરીએ છીએ, તેઓ અમારું પાપ કૃત્યોથી રક્ષણ કરે. - ૧૧.

જે દ્યુલોકમાં રહેનારા દેવ છે અને અંતરિક્ષમાં રહેનારા છે. જે સમર્થ દેવ તથા જે પૃથ્વીનો આશ્રય લઈને રહ્યા છે, તે સર્વ અમને પાપથી બચાવે. - ૧૨.

આદિત્ય, રૂદ્ર, વસુ, દ્યુલોકમાં જે નિશ્ચળ દેવ છે તથા મનનશીલ અંગિરસ છે, તે અમને સર્વને પાપથી બચાવે. - ૧૩.

---

# મંત્ર : તેત્રીસમો

## 卐 મંત્ર પહેલો : જીવને કર્મ બંધન મુક્તિ અને અપરાધ ક્ષમાનો મંત્ર. 卐

(શીર ઉપર માણ લેવી)

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામીજી ! તમારા શરણે આવ્યા ॥ તમે ઈંડ મધ્યે આલંછન કીધાં ॥ ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ ઉપન્યા ॥ ત્યાંથી સૃષ્ટિ* જો ઉત્પન્ન

---

* સૃષ્ટિ = જગત અને બ્રહ્માંડનું સર્જન.

થઈ ॥ ત્યારે બ્રહ્માજીની સૃષ્ટિના ત્રણ ટોળ થયા ॥ તે ટોળ માટે બ્રહ્માજી પૂછવા ગયા ॥ ત્યારે આદેશ નારાયણના થયા ॥ વાયક બે ટોળે ન માન્યા ॥ અને એક ટોળે માન્યા તે જીવ અમર થયા ॥

પ્રથમ દશરાયણ કલ્પ માંહે ॥ નવ્વાણું કરોડ જીવ, ઝાંખા સાથે અમર થયા ॥ જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતાર પૂજ્યા અને પાય પૂજ્યા ॥ તે વેદને વાયકે ચાલ્યા ॥ આ સત્‌પંથને આધારે તે જીવ અમર થયા ॥

બીજા દેવગુણ કલ્પ માંહે ॥ છપ્પન કરોડ જીવ, મેઘા સાથે અમર થયા ॥ જેણે બ્રહ્મા - વિષ્ણુના અવતાર પૂજ્યા અને પાય પૂજ્યા ॥ તે વેદને વાયકે ચાલ્યા ॥ આ સત્‌પંથને આધારે તે જીવ અમર થયા.

ત્રીજા લીલવગુણ કલ્પ માંહે ॥ બત્રીસ કરોડ જીવ, કિન્નર સાથે અમર થયા ॥ જેણે બ્રહ્મા - વિષ્ણુના અવતાર પૂજ્યા અને પાય પૂજ્યા ॥ તે વેદને વાયકે ચાલ્યા ॥ આ સત્‌પંથને આધારે તે જીવ અમર થયા ॥

ચોથા શ્વેતવેરા કલ્પના યુગ કર્યા ચાર ॥ તેમાં વિષ્ણુ નારાયણે ધર્યા દશ અવતાર ॥ પહેલા કર્તાયુગમાં પાંચ કરોડ જીવ, ભક્ત પ્રહલાદ સાથે અમર થયા ॥ જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતાર પૂજ્યા અને પાય પૂજ્યા તે ઋગ્વેદને વાયકે ચાલ્યા ॥ આ સત્‌પંથને આધારે તે જીવ અમર થયા.

બીજા ત્રેતાયુગમાં સાત કરોડ જીવ, ભક્ત હરિશ્ચંદ્ર સાથે અમર થયા ॥ જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતાર પૂજ્યા અને પાય પૂજ્યા ॥ તે યજુર્વેદને વાયકે ચાલ્યા ॥ આ સત્‌પંથને આધારે તે જીવ અમર થયા ॥

ત્રીજા દ્વાપરયુગમાં નવ કરોડ જીવ, ભક્ત યુધિષ્ઠિર સાથે અમર થયા ॥ જેણે બ્રહ્મા-વિષ્ણુના અવતાર પૂજ્યા અને પાય પૂજ્યા ॥ તે સામવેદને વાયકે ચાલ્યા ॥ આ સત્‌પંથને આધારે તે જીવ અમર થયા ॥

ચોથા કલિયુગમાં બાર કરોડ જીવને સદ્‌ગુરુની સંગતમાં રાખો ॥ અમારા અપરાધ ક્ષમા કરો ॥ અમે અપરાધી ॥ ઘડી* ઘડીના, પલપલના*, તલતલના* ॥ હે સ્વામી ! જે હિસાબ મહાદનમાં પૂછો ॥ તે હિસાબ* ઘટ પાટ આગળ તેમજ ગોર ગત્‌ગંગામાં ॥ એ......જીવના હિસાબ ક્ષમા કરાવો ॥ તે પતીત*..... જીવ તમારો છે ॥ તે......જીવને પાવન* કરો ॥ તમે પાવન કરવા યોગ્ય છો ॥

આજ અથર્વવેદને વાયકે ॥ અને સત્‌પંથને આધારે ॥ તે..... જીવને પાવન કરો ॥ સહસ્ત્ર સહસ્ત્ર હરિ અંશ કુળ અવતારને પ્રતાપે કરી ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥ ત્યાં જે નિરંજન બેઠા હોય તેને પ્રતાપે કરી ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥ જંબુદ્વીપે કુંવારિકા ક્ષેત્રને સ્થળે કરી ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥ ચૌદ લોકમાં જે દેવતા હોય તેને પ્રતાપે કરી એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥

સ્વામી ! તમે સાચા ॥ આ સત્‌પંથ ધર્મ સાચો ॥ જે કોઈ સત્‌પંથ ધર્મના દેવતા હોય તે પણ સાચા ॥ આજ કલિયુગમાં બાર કરોડ જીવોને સત્‌પંથ દેખાડ્યા તે સદ્‌ગોર સાચા ॥ તમારે સત્યે,

* ઘડી = એક દિવસનો સાઈઠમો ભાગ, એક પહોરનો સાડા સાતમો ભાગ. * પળપળના = એક ઘડીનો સાઈઠમો ભાગ. * તલ તલના = આંખ ફરકે ને જેટલો વખત થાય તેટલો વખત, નિમિષ. * હિસાબ = લેખું. * પતિત = પાપી. * પાવન = પવિત્ર.

તમારે દત્તે કરીને ॥ એ.....જીવના અપરાધ ક્ષમા કરો ॥જે કોઈ અપરાધી જીવ તમારા સિંહાસને આવે તેના અપરાધ ક્ષમા કરો ॥

યુગે યુગના ગોરગતના ધણી તમે છો ॥ ચાર ખાણીના ફેરામાંથી જીવોને છોડાવો ॥ ચોર્યાસી લાખનાં દુ:ખ નિવારો ॥ જંબુદ્વીપમાં આશ પૂરો ॥ અમરાપુરમાં વાસ કરાવો ॥ ભૂલ્યા જીવ ॥ ગુપ્તિ* ॥ પ્રગટી* ॥ ઉણિયાચારી* ॥ સર્વ જીવોને તમારી કળામાં* રાખો ॥ તેત્રીસ કરોડના મેળા આપો ॥ અનંત કરોડની સંગતમાં રાખો ॥

મેરુ સમાન દાન ॥ વિશ્વંભરા ભોજનનો સ્વીકાર કરો ॥ પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો ॥ આ સત્‌પંથને આધારે ॥ અથર્વવેદને વાયકે ॥ જે દેવ જંબુદ્વીપમાં હોય તેને પ્રતાપે કરીને ॥ નિષ્કલંકી (કલ્કિ) નારાયણના પ્રતાપે કરીને ॥ એ.....જીવના અપરાધ ક્ષમા કરો ॥ આ...... સેવક યુગેયુગનો અપરાધી છે ॥ કીધા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધથી બચાવશો ॥ કરગર્યા કાને ધરો ॥ સમર્યા સહાય કરો ॥ તમારી કળામાં રાખો ॥ તમારી નજર તળે રાખો ॥ તમારા છત્ર તળે રાખો ॥ સતિયાની સંગતમાં રાખો ॥ યતિ, સતી, સંતોષીના મેળામાં રાખો ॥ આ...... સેવક અપરાધી છે ॥ સ્વામી ! તમે અપરાધ ક્ષમા કરનાર છો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* ગુપ્તિ = ગુપ્ત રીતે ક્રિયા કરનાર. * પ્રગટી = જાહેર રીતે ક્રિયા કરનાર. * ઉણિયાચારી = હીણા આચરણવાળો, ખોટાં કર્મ કરનાર. * કળા = સત્તા.



## मंत्र-३४

शं ते अग्निः सहाब्भिदरस्तु शं सोमः सहौषधीभिः ।
एवाहं त्वां क्षेत्रियान्निर्ऋत्या जामिशंसाद् द्रु हो मुञ्चामि वरुणस्य पाशात् ।।२।।

अथर्व वेद : कांड-२, सूक्त-१०, मंत्र-२.

भवाशर्वाविदं ब्रूमो रुद्रं पशुपतिश्च यः ।
इषूर्या एषां संविद्म ता नः सन्तु सदा शिवाः ।।९।।
दिवं ब्रूमो नक्षत्राणि भूमिं यक्षाणि पर्वतान् ।
समुद्रा नद्योऽवेशन्तास्ते नो मुञ्चन्त्वंहसः ।।१०।।
सप्तर्षीन्वा इदं ब्रूमोऽपो देवीः प्रजापतिम् ।
पितृदन्यमश्रेष्ठान्ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ।।११।।
ये देवा दिविषदो अन्तरिक्षसदश्च ये ।
पृथिव्यां शक्रा ये श्रितास्ते नो मुञ्चन्त्वंहसः ।।१२।।
आदित्या रुद्रा वसवो दिवि देवा अथर्वाणः ।
अङ्गिरसो मनीषिणस्ते नो मुञ्चन्त्वंहसः ।।१३।।

अथर्व वेद : कांड - ११, सूक्त-६, मंत्र-९,१०,११,१२,१३.

ભાવાર્થ : આ જ્ઞાન વડે જ દ્યુલોક, અંતરિક્ષલોક અને પૃથ્વીલોકના અંતર્ગત સંપૂર્ણ પદાર્થ એટલે પાણી, અગ્નિ, ઔષધિ, સોમ, વાયુ, બધી દિશાઓમાં રહેનારા બધા પદાર્થો, સૂરજ વગેરે બધા દેવો હિતકારક અને સુખવર્ધક થાય છે, આરોગ્ય વધારી વ્યાધિઓથી થનારાં કષ્ટોને દૂર કરે છે. - ૨.

ભવ અને શર્વ જે પશુપાલક રુદ્ર છે, તેમનાં જે બાણ અમે જાણીએ છીએ કે તેઓ અમારે માટે સદા કલ્યાણકારી થાઓ. - ૯.

દ્યુલોક, નક્ષત્ર, ભૂમિ, યક્ષ, પર્વત, સમુદ્ર, નદીઓ, જળાશય સર્વ અમને પાપથી બચાવે. - ૧૦.

સપ્તર્ષિગણ, જળ, પ્રજાપતિ, બ્રહ્મા, પિતૃગણ અને તેમના અધિપતિ મૃત્યુ દેવતા યમની અમે પ્રાર્થના કરીએ છીએ, તેઓ અમારું પાપ કૃત્યોથી રક્ષણ કરે. - ૧૧.

જે દ્યુલોકમાં રહેનારા દેવ છે અને અંતરિક્ષમાં રહેનારા છે. જે સમર્થ દેવ તથા જે પૃથ્વીનો આશ્રય લઈને રહ્યા છે, તે સર્વ અમને પાપથી બચાવે. - ૧૨.

આદિત્ય, રુદ્ર, વસુ, દ્યુલોકમાં જે નિશ્ચળ દેવ છે તથા મનનશીલ અંગિરસ છે, તે અમને સર્વને પાપથી બચાવે. - ૧૩.

---

# મંત્ર : ચોત્રીસમો

卐 મંત્ર બીજો : જીવને કર્મ બંધન મુક્તિ અને અપરાધ ક્ષમાનો મંત્ર. 卐

આદેશ - હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

બ્રહ્મા વાચા ॥ વિષ્ણુ વાચા ॥ શિવ શક્તિ વાચા ॥ આદ ઉનાદે યુગોયુગનો એ......જીવ ભૂલ્યો ચૂક્યો આવ્યો છે ॥

દશરાયણ ॥ દેવગુણ ॥ લીલવગુણ ॥ એવા ત્રણ કલ્પોના ભૂલ્યા જીવ ॥ ચોથા શ્વેતવેરા કલ્પમાં આવી મળ્યા ॥ તે શ્વેતવેરા કલ્પના યુગ કર્યા ચાર ॥

પહેલા કર્તા યુગના ભૂલ્યા જીવ ॥ તે ત્રેતા યુગમાં આવી મળ્યા ॥ બીજા ત્રેતા યુગના ભૂલ્યા જીવ ॥ તે દ્વાપર યુગમાં આવી મળ્યા ॥ ત્રીજા દ્વાપર યુગના ભૂલ્યા જીવ ॥ આજ કલિયુગમાં આવી મળ્યા ॥ તે સદ્ગોર બ્રહ્માને પ્રતાપે કરીને ॥ એ..... જીવ ગત્ગંગામાં આવી મળ્યા છે ॥ એ .......જીવ આદિ *અનાદિનો છે ॥ એ.....જીવનાં સૂતક પાતક ટાળો ॥ એ........ જીવે બોટ્યું ચાટ્યું હોય તે માફ કરો ॥ એ..... જીવે ચોર્યું, હર્યું, હરામનું લીધું હોય તે માફ કરો ॥ એ..... જીવે દુનિયા માંહે અણહક્કનો દાણો ખાધો હોય તે માફ કરો ॥ એ..... જીવે દની* માંહે ખાધું-પીધું હોય તે માફ કરો ॥ એ.....જીવે કુદૃષ્ટિ કીધી હોય તે માફ કરો ॥ એ..... જીવના પ્રાયશ્ચિત્તે કર્મ બંધન છોડાવો ॥ એ..... જીવે ખારું, ખાટું, મીઠું, જૂઠું કહ્યું હોય તે માફ કરો ॥ એ..... જીવે અદકી* -ઓછી ॥ આઘી-પાછી કરી હોય તે માફ કરો ॥ એ..... જીવે નિંદા ઈર્ષા કીધી હોય તે માફ કરો ॥

નવ્વાણું કરોડ ઝાંખાના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ છપ્પન કરોડ મેઘાના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ બત્રીસ કરોડ કિન્નરના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ પાંચ કરોડ પ્રહલાદના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ સાત કરોડ હરિશ્ચંદ્રના તપના પ્રતાપે

---

* દની = અયોગ્ય સ્થળ, હલકું, અધમ. * અદકી = વધારે. * અનાદ = અતિ પ્રાચીન, મૂળનું.

કરીને માફ કરો ॥ નવ કરોડ યુધિષ્ઠિરના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ આજ કલિયુગમાં બાર કરોડ સદ્‌ગુરુ દેવના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ હવે કલિયુગ સંઘે* ॥ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજના તપના પ્રતાપે કરીને માફ કરો ॥ એ...... જીવના પાપ પ્રાયશ્ચિત્ત* થકી ક્ષમા કરો ॥ કમળા કુંવરની સંગતમાં રાખો ॥ સપ્ત ઋષિઓની સંગતમાં રાખો ॥ સિત્તેર સહસ્ત્ર કુલ હરિ અંશ અવતારની સંગતમાં રાખો ॥

સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજની સંગતે કરી ॥ એ..... જીવ ગત્‌ગંગા માંહે દાખલ થયો છે ॥ તે ઘટપાટની આગળ કબૂલ થયો છે ॥ જે હિસાબ મહાદનમાં પૂછો ॥ તે હિસાબ ગોર ગત્‌ગંગા માંહે મળીને ઘટ-પાટ આગળ ક્ષમા કરાવો ॥ સ્વામી ! તમે એ..... જીવનો લેજો ઉગારી ॥ મહાદન વેળા ન લોપે લગારી ॥ સ્વામી ! તમે અલખ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ ભૂલ્યા જીવોના તારણહાર ॥ પંચાયતન અને સપ્ત ઋષિઓની સંગતે કરીને ॥ એ....... જીવના અપરાધ ક્ષમા કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* સંઘે = છેડે, સંઘમાં. * પ્રાયશ્ચિત = પાપ નિવારણ કરવાની વિધિ.



## मंत्र-३५

क्षेत्रियात् त्वा निर्ऋत्या जामिशंसात् द्रु हो मुञ्चामि वरुणस्य पाशात् ।
अनागसं ब्रह्मणा त्वा कृणामि शिवे ते द्यावापृथिवी उभे स्ताम् ॥१॥
शं ते वातो अन्तरिक्षे वयोधाच्छं ते भवन्तु प्रदिशश्चतस्त्रः ।
एवाहं त्वां क्षेत्रियान्निर्ऋत्या जामिशंसाद् द्रुहो मुञ्चामि वरुणस्य पाशात् ॥३॥

अथर्व वेद : कांड-२, सूक्त-१०, मंत्र-१, ३.

भवाशर्वाविदं ब्रूमो रुद्रं पशुपतिश्च यः ।
इषूर्या एषां संविद्म ता नः सन्तु सदा शिवाः ॥९॥
दिवं ब्रूमो नक्षत्राणि भूमिं यक्षाणि पर्वतान् ।
समुद्रा नद्योऽवेशन्तास्ते नो मुञ्चन्त्वंहसः ॥१०॥
सप्तर्षीन्वा इदं ब्रूमोऽपो देवीः प्रजापतिम् ।
पितॄन्यमश्रेष्ठान्ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥११॥
ये देवा दिविषदो अन्तरिक्षसदश्च ये ।
पृथिव्यां शक्रा ये श्रितास्ते नो मुञ्चन्त्वंहसः ॥१२॥
आदित्या रुद्रा वसवो दिवि देवा अथर्वाणः ।
अङ्गिरसो मनीषिणास्ते नो मुञ्चन्त्वंहसः ॥१३॥

अथर्व वेद : कांड - ११, सूक्त-६, मंत्र-९,१०,११,१२,१३.

ભાવાર્થ : આ જ્ઞાન વડે જ દ્યુલોક, અંતરિક્ષલોક અને પૃથ્વીલોકના અંતર્ગત સંપૂર્ણ પદાર્થ એટલે પાણી, અગ્નિ, ઔષધિ, સોમ, વાયુ, બધી દિશાઓમાં રહેનારા બધા પદાર્થો, સૂરજ વગેરે બધા દેવો હિતકારક અને સુખવર્ધક થાય છે, આરોગ્ય

વધારી વ્યાધિઓથી થનારા કષ્ટોને દૂર કરે છે. - ૩.

ભવ અને શર્વ જે પશુપાલક રૂદ્ર છે, તેમનાં જે બાણ અમે જાણીએ છીએ કે તેઓ અમારે માટે સદા કલ્યાણકારી થાઓ. - ૯.

દ્યુલોક, નક્ષત્ર, ભૂમિ, યક્ષ, પર્વત, સમુદ્ર, નદીઓ, જળાશય સર્વ અમને પાપથી બચાવે. - ૧૦.

સપ્તર્ષિગણ, જળ, પ્રજાપતિ, બ્રહ્મા, પિતૃગણ અને તેમના અધિપતિ મૃત્યુ દેવતા યમની અમે પ્રાર્થના કરીએ છીએ, તેઓ અમારું પાપ કૃત્યોથી રક્ષણ કરે. - ૧૧.

જે દ્યુલોકમાં રહેનારા દેવ છે અને અંતરિક્ષમાં રહેનારા છે. જે સમર્થ દેવ તથા જે પૃથ્વીનો આશ્રય લઈને રહ્યા છે, તે સર્વ અમને પાપથી બચાવે. - ૧૨.

આદિત્ય, રુદ્ર, વસુ, દ્યુલોકમાં જે નિશ્ચળ દેવ છે તથા મનનશીલ અંગિરસ છે, તે અમને સર્વને પાપથી બચાવે. - ૧૩.

---

# મંત્ર : પાંત્રીસમો

##卐 મંત્ર ત્રીજો : જીવને કર્મ બંધન મુક્તિ અને અપરાધ ક્ષમાનો મંત્ર. 卐

### આદેશ - હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે, અલખ નિરંજન નિરાકાર ।। સ્વામી ! સાકાર તમે ।। સ્વામી ! નિરાકાર તમે ।। સ્વામી ! અવતાર તમે ।। સ્વામી ! પાત્ર તમે ।।

સ્વામી ! ચૌદ ભુવનમાં તમે ॥ સ્વામી ! ત્રિભુવનમાં તમે ॥ સ્વામી ! માલિક તમે ॥ સ્વામી ! મહેરબાન તમે । સ્વામી ! બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તમે ॥ સ્વામી ! સદ્‌ગુરુ બ્રહ્મા તમે ॥

સ્વામી ! શ્રી મત્સ્ય ॥ સ્વામી ! શ્રી કૂર્મ ॥ સ્વામી ! શ્રી વરાહ ॥ સ્વામી ! શ્રી નરસિંહ ॥ સ્વામી ! શ્રી વામન ॥ સ્વામી ! શ્રી પરશુરામ ॥ સ્વામી ! શ્રી રામ ॥ સ્વામી ! શ્રી કૃષ્ણ ॥ સ્વામી ! શ્રી બુદ્ધ ॥ સ્વામી ! શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ દસમો અવતાર ॥ આજ કલિયુગના વર્તમાને ॥ તમારી આજ્ઞાએ ॥ અમારા અપરાધ ક્ષમા કરો ॥ દયા કરો ॥ સ્નેહની દૃષ્ટિ કરો ॥ કળશ માંહે તમે કળા પૂરો ॥ ઘટ માંહે વાસ તમારો કરો ॥ અગમ*, અગોચર*, ॥ સ્થાન સ્થાનેતર* ॥ કળશ પૂજા અર્ચન* પ્રમાણ કરો ॥

સ્વામી ! તમે સદા અનાથના નાથ ॥ તમે સદા નિરંજન નિરાકાર ॥ નહિ રૂપ ॥ નહિ રેખા ॥ નહિ આકાર ॥ તમે જ ગુરુ બ્રહ્મા ॥ ગુરુ વિષ્ણુ ॥ ગુરુ દેવ મહેશ્વર ॥ આ સર્વ રચના તમારી છે ॥ આ સત્‌પંથ તમારો છે ॥ સ્વામી ! અમારી વિનંતી સાંભળો ॥ સ્વામી ! દયા તમારી ॥ વિનંતી અમારી ॥ વિનંતી આદ્ય-અંતના દેવોની ॥ વિનંતી મુખી સેવકોની ॥ વિનંતી કુલ ઋષિવર ગત્‌ગંગાની ॥ વિનંતી કુલ ગુનેગાર જીવોની ॥ સ્વામી ! આદ્ય તમે, અંત તમે ॥ સ્વામી ! સૃષ્ટિના કર્તા-હર્તા તમે છો ॥ સ્વામી ! તમારા ગુણનો પાર નહિ ॥ અમારા અવગુણનો છેહ

---

* અગમ = ભવિષ્યનું. * અગોચર = ન સમજાય તેવું. * સ્થાન સ્થાનેતર = ઠેકાણે ઠેકાણે, સર્વત્ર વ્યાપક. * અર્ચન = અર્પણ વિધિ.

નહિ ॥ તમારા નામ પર બલિહારી જાઉં ॥ તમે અમારું હૃદય ના ડોલાવશો ॥ ક્રિયા ના ચૂકાવશો ॥ વસમી વેળાએ ઉગારી લેજો ॥ સ્વામી ! તમે સર્વ જાણો છો ॥ સ્વામી ! અમે તો અજ્ઞાની છીએ ॥ અમો અજ્ઞાનીના અપરાધ ક્ષમા કરો ॥ સ્વામી ! તમે ભીતર બહાર દર્શન દેજો ॥ દિલમાં વસી કામ કરો ॥ અંધારે અજવાળાં કરો ॥ પરમ શાંતિ, પરમાનંદ ઉત્પન્ન કરો ॥ કુલ વિઘ્ન પરહરો ॥ રંક પર દયા કરો ॥ પરમાર્થી પુરુષાર્થીને દર્શન દેજો ॥ ઐક્ય કરો ॥ દ્વૈત દૂર કરો ॥

હે સ્વામી ! તમે કર્તાયુગમાં વાચા દીધી ॥ આજ કલિયુગ માંહે તમે તે વાચા પાળો ॥ વિનંતી સદ્ગોર બ્રહ્માની ॥ વિનંતી વિષ્ણુ નારાયણની ॥ વિનંતી મહેશ્વર દેવની ॥ વિનંતી અનંત કરોડ દેવોની ॥ વિનંતી સકળ સંઘ ગત્ગંગાની ॥ આદ્ય નિરંજન તમે એ.....જીવની વિનંતી સ્વીકારો ॥ યુગે યુગનાં પાતક ઉતારો ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •



ॐ

## मंत्र-३९

इमा या देवीः प्रदिशश्चतस्त्रो वातपत्नीरभि सूर्यो विचष्टे ।
एवाहं क्षेत्रियान्निर्ऋत्या जामिशंसाद् द्रुहो मुञ्चामि वरुणस्य पाशात् ।
अनागसं ब्रह्मणा त्वा कृणोमि शिवे ते धावापृथिवी उभे स्ताम् ॥४॥

अथर्व वेद : कांड-२, सुक्त-१०, मंत्र-४.

भवाशर्वाविदं ब्रूमो रुद्रं पशुपतिश्च यः ।
इषूर्या एषां संविद्म ता नः सन्तु सदा शिवाः ॥९॥
दिवं ब्रूमो नक्षत्राणि भूमिं यक्षाणि पर्वतान् ।
समुद्रा नद्योऽवेशन्तास्ते नो मुञ्चन्त्वंहसः ॥१०॥
सप्तर्षीन्वा इदं ब्रूमोऽपो देवीः प्रजापतिम् ।
पितृदन्यमश्रेष्ठान्ब्रूमस्ते नो मुञ्चन्त्वंहसः ॥११॥
ये देवा दिविषदो अन्तरिक्षसदश्च ये ।
पृथिव्यां शक्रा ये श्रितास्ते नो मुञ्चन्त्वंहसः ॥१२॥
आदित्या रुद्रा वसवो दिवि देवा अथर्वाणः ।
अङ्गिरसो मनीषिणस्ते नो मुञ्चन्त्वंहसः ॥१३॥

अथर्व वेद : कांड - ११, सूक्त-६, मंत्र-९,१०,११,१२,१३.

ભાવાર્થ : આ જ્ઞાન વડે જ દ્યુલોક, અંતરિક્ષલોક અને પૃથ્વીલોકના અંતર્ગત સંપૂર્ણ પદાર્થ એટલે પાણી, અગ્નિ, ઔષધિ, સોમ, વાયુ, બધી દિશાઓમાં રહેનારા બધા પદાર્થો, સૂરજ વગેરે બધા દેવો હિતકારક અને સુખવર્ધક થાય છે, આરોગ્ય વધારી વ્યાધિઓથી થનારા કષ્ટોને દૂર કરે છે. - ૪.

ભવ અને શર્વ જે પશુપાલક રૂદ્ર છે, તેમનાં જે બાણ અમે જાણીએ છીએ કે તેઓ અમારે માટે સદા કલ્યાણકારી થાઓ. - ૯.

દ્યુલોક, નક્ષત્ર, ભૂમિ, યક્ષ, પર્વત, સમુદ્ર, નદીઓ, જળાશય સર્વ અમને પાપથી બચાવે. - ૧૦.

સપ્તર્ષિગણ, જળ, પ્રજાપતિ, બ્રહ્મા, પિતૃગણ અને તેમના અધિપતિ મૃત્યુ દેવતા યમની અમે પ્રાર્થના કરીએ છીએ, તેઓ અમારું પાપ કૃત્યોથી રક્ષણ કરે. - ૧૧.

જે દ્યુલોકમાં રહેનારા દેવ છે અને અંતરિક્ષમાં રહેનારા છે. જે સમર્થ દેવ તથા જે પૃથ્વીનો આશ્રય લઈને રહ્યા છે, તે સર્વ અમને પાપથી બચાવે. - ૧૨.

આદિત્ય, રુદ્ર, વસુ, દ્યુલોકમાં જે નિશ્ચળ દેવ છે તથા મનનશીલ અંગિરસ છે, તે અમને સર્વને પાપથી બચાવે. - ૧૩.

---



# મંત્ર : છત્રીસમો

**卐 મંત્ર ચોથો : જીવને કર્મ બંધન મુક્તિ અને અપરાધ ક્ષમાનો મંત્ર. 卐**

**આદેશ - હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે, કૃપાનિધાન સ્વામીજી ક્ષમા કરો ॥ દયાની દૃષ્ટિ કરો ॥ કુલ વિઘ્ન પરહરો ॥ મુખી સેવકોનો માર્ગ પ્રકાશિત કરો ॥ કળા જાગ્રત કરો ॥ કાળ ભાગતો કરો ॥ સ્વામી ઘટમાં આવી વાસ કરો ॥ ઘટમાં તમારી કળા ધરો ॥

ઘટે બ્રહ્મા ॥ ઘટે વિષ્ણુ ॥ ઘટે દેવ મહેશ્વર ॥ તેતાલીસ લાખ વીસ સહસ્ત્ર એટલા ॥ ચાર યુગના હિસાબ લખ્યા ॥ અવર ન જાણું કેટલા ? ચાર યુગમાં ચોર્યાસી અવતાર ॥ સ્વામી ! તેનો કરો તમે નિસ્તાર (ઉદ્ધાર) ॥ જે કોઈ માને તેને સ્વર્ગાપુરી ॥ જે કોઈ ન માને તેને નરકાપુરી ॥ અનંત કરોડ કમળાકુંવરની સાથે ધાય ॥ તે જીવ અમરાપુરમાં જાય ॥ અડસઠ તીર્થના ફળ લાભંતે ॥

હે ઈશ્વર સર્વાધાર ! દયાની દૃષ્ટિ કરો ॥ દુઃખિયાનાં દુઃખ ટાળો ॥ એ........ જીવના કીધા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધ ના કરાવશો ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ સકળ સંઘને દર્શન આપો ॥ અમરાપુરમાં વાસ કરાવો ॥ સ્વામી ! ઐક્ય કરો ॥

દ્વૈત દૂર કરો ॥ ઋષિવરને રાજ આપો ॥ સતિયાંની સંગતમાં રાખો ॥ ઘટે કળા સ્થાપો ॥ અમારાં પ્રાયશ્ચિતે પાપ કાપો ॥ સુક્રિત સામિલ કરો ॥ દયાની દૃષ્ટિ કરો ॥ પડ્યા પિંડ તે પ્રગટ કરો ॥ શિર ઉપર છત્ર ધરો ॥ સદ્‌ગુરુની વાચાએ કરીને ॥ તમારા સિંહાસને પ્રગટ રૂપ ધરો ॥ કરગર્યા કાન ધરો ॥ સમર્યા સહાય કરો ॥ એ... સેવક અપરાધી છે ॥ સ્વામી ! તમે અપરાધની ક્ષમા કરનાર છો ॥ સ્વામી ! તમારા સંઘની સંગતે અપરાધ ક્ષમા કરો ॥ કર્મ તમારું, ધર્મ તમારું ॥ ભાવ-ભક્તિ-શ્રદ્ધા અમારાં ॥ આ સેવકના અપરાધ ક્ષમા કરો ॥

હે સ્વામી ! તમે સારંગધર ॥ વારાના ધણી ॥ શ્રી મત્સ્ય તમે ॥ શ્રી કૂર્મ તમે ॥ શ્રી વરાહ તમે ॥ શ્રી નરસિંહ તમે ॥ શ્રી વામન તમે ॥ શ્રી પરશુરામ તમે ॥ શ્રી રામ તમે ॥ શ્રી કૃષ્ણ તમે ॥ શ્રી બુદ્ધ તમે ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમે ॥ જંબુદ્વીપના ધણી ॥ તમે જીવોના તારણહાર ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* શામિલ = સંબંધ ધરાવતું, અંદર ભળેલું. * સુક્રિત = પુણ્ય, સત્કર્મ.

ॐ

मंत्र-३७

अप्सु ते राजन् वरुण गृहो हिरण्ययो मिथः ।
ततो धृतव्रतो राजा सर्वा धामानि मुञ्चतु ॥१॥
धाम्नो धाम्नो राजन्नितो वरुण मुञ्च नः ।
यदापो अध्न्या इति वरुणेति यदूचिम ततो वरुण मुञ्च नः ॥२॥

अथर्व वेद : कांड-७, सूक्त-८३, मंत्र-१, २.

ભાવાર્થ : હે સર્વના રાજાધિરાજ પ્રભો ! તારું ધામ સુવર્ણ જેવા ચમકનારા આકાશમાં છે. તું આ જગતના સત્ય નિયમોનું પાલન કરનારો એક માત્ર રાજા છે. તું અમને સર્વ બંધનોથી છોડાવ. - ૧.

અમને સર્વને દરેક બંધનથી મુક્ત કર, મુક્તિની ઈચ્છાથી જ અમે આપના ગુણગાન કરીએ છીએ. - ૨.

---

# મંત્ર : સાડત્રીસમો

卐 મંત્ર પાંચમો : જીવને કર્મ બંધન મુક્તિ અને અપરાધ ક્ષમાનો મંત્ર. 卐

આદેશ - હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે આદ્ય નિરંજન ધૂંધૂકાર ।। તમે કરણ કલ્પના સર્જનહાર ।। સ્વામી ! તમે જીવ પિંડનો કરો ઉદ્ધાર ।। આદ્ય તમે ।। અંત તમે ।। પ્રગટ તમે ।। ગુપ્ત તમે ।। સ્વામી શ્રી ! મત્સ્ય રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! કૂર્મ રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! વરાહ રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! નરસિંહ રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! વામન રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! પરશુરામ રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! રામ રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! કૃષ્ણ રૂપની આશિષે ।। સ્વામી શ્રી બુદ્ધ ! રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! નિષ્કલંકી (કલ્કિ) રૂપની આશિષે ।। સ્વામી શ્રી ! નિરંજન નારાયણની આશિષે કરીને એ..... સેવકનાં સુખ સોહેલાં કરો ।। દુઃખ દોહેલાં દૂર કરો ।। લખ ચોર્યાસીના ફેરા ટાળો ।। તેત્રીસ કરોડના મેળા આપો ।।

હે જંબુદ્વીપના ધણી ! અઠયાસી સહસ્ત્ર ૠષિઓની આશિષે ।। ધરતી આસમાનની આશિષે ।। અષ્ટકુળ પર્વતની આશિષે ।। નવ કુળ નાગની આશિષે કરીને એ.....સેવકનાં સુખ સોહેલાં કરો ।। દુઃખ દોહેલાં દૂર કરો ।। લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ।। તેત્રીસ કરોડના મેળા આપો ।।

હે જંબુદ્વીપના ધણી ! બાર કુળ મેઘની આશિષે ।। ચાર ખાણી, ચાર વાણીની આશિષે ।। ચાર વેદ ગ્રંથની આશિષે ।। ચંદ્ર-સૂર્યની આશિષે ।। નવ લાખ તારાની આશિષે ।। ધ્રુવ મંડળની આશિષે ।। સાત સમુદ્રની આશિષે ।। નવસો નવ્વાણું નદીઓની આશિષે ।। સપ્ત ૠષિઓની આશિષે ।। કરણ કલ્પના દેવોની

આશિષે ।। નવ નાથ ચોર્યાસી સિદ્ધની આશિષે ।। નવાણું કરોડ ઝાંખાની આશિષે ।। છપ્પન કરોડ મેઘાની આશિષે ।। બત્રીસ કરોડ કિન્નરની આશિષે ।। પાંચ કરોડ પ્રહલાદની આશિષે ।। સાત કરોડ હરિશ્ચંદ્રની આશિષે ।। નવ કરોડ યુધિષ્ઠિરની આશિષે ।। બાર કરોડ સદ્‌ગુરુની આશિષે ।। અનંત કરોડ કમળાકુંવરની આશિષે કરીને એ..... સેવકનાં સુખ સોહેલાં કરો ।। દુઃખ દોહેલાં દૂર કરો ।। લક્ષ ચોર્સાયીના ફેરા ટાળો ।। તેત્રીસ કરોડના મેળા આપો ।।

હે જંબુદ્વીપના ધણી ! મુખી સેવકોની આશિષે ।। કુલ ઋષિવર ગત્‌ગંગાની આશિષે ।। સકળ સંઘની આશિષે ।। હરિ અંશ કુળ કાયમના અવતારની આશિષે ।। અડસઠ તીરથની આશિષે ।। આદ્ય શક્તિની આશિષે ।। ચોસઠ લાખ દેવીઓની આશિષે ।। શિવ અને શક્તિની આશિષે ।। હે સ્વામી ! તમારા ભક્ત મંડળને આખર વેળાએ ઉગારી લેજો ।। છેવટની પળે દર્શન દેજો ।।

હે કૃપાનિધાન સ્વામીજી ! તમે ઉપન્યા સહસ્ત્ર દ્વીપે ।। આર્યવર્તે કીધાં સ્થાન ।। તમે આવી વસ્યા પ્રેરણાપીઠ કુંવારિકા તીર્થધામ ।। તમારું પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ નામ ।। તમે કરશો અનંત કરોડી જીવોનાં કામ ।। તમે આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ।। એ...... સેવકનાં સુખ સોહેલાં કરો ।। દુઃખ દોહેલાં દૂર કરો ।। લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ।। અનંત કરોડના મેળા આપો ।। હે જંબુદ્વીપના ધણી ।।

।। સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ।।

।। ૐ શ્રી નિષ્કલંકી કલ્કિ નારાયણને નમો નમઃ ।।

• • •

ॐ

## મંત્ર-૩૮

उदुत्तमं वरुण पाशमस्मदवाधमं मध्यमं श्रथाय ।
अधा वयमादित्य व्रते तवानागसो अदितये स्याम ।।३।।

प्रास्मत् पाशान् वरुण मुञ्च सर्वान् य उत्तमा अधमा वारुणा ये ।
दुष्वप्न्यं दुरितं नि ष्वास्मदथ गच्छेम कृतस्य लोकम् ।।४।।

अथर्व वेद : कांड-७, सूक्त-८३, मंत्र-३, ४.

ભાવાર્થ : હે શ્રેષ્ઠ દેવ ! આ મારા ઉત્તમ, મધ્યમ અને અધમ બધા જ પાશોથી મુક્ત કર, તારું વ્રત કરતાં કરતાં અમે સર્વ નિષ્પાપ બનીને બંધનથી મુક્ત થવાને માટે યોગ્ય થઈએ. - ૩.

અમારા સર્વ પાશ મુક્ત કર, અમારું પાપ દૂર કર જેથી અમે પુણ્યલોકને પ્રાપ્ત કરીએ. - ૪.

# મંત્ર : આડત્રીસમો

卐 મંત્ર છઠ્ઠો : જીવને કર્મ બંધન મુક્તિ અને અપરાધ ક્ષમાનો મંત્ર. 卐

આદેશ - હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે સૃષ્ટિના સર્જનહાર ॥ સ્વામી ! તમે લાભ આપો ॥ સ્વામી ! તમે સુખ સોહેલાં કરો ॥ બળ આપો ॥ પવિત્ર કરો ॥ સ્વામી ! સત્ય તમે ॥ સ્વામી ! પવિત્ર તમે ॥ સ્વામી ! દીનાનાથ તમે ॥ સ્વામી ! જગદીશ તમે ॥ સ્વામી ! જગતમાં તમે ॥ સ્વામી ! ત્રિભુવનમાં તમે ॥ સ્વામી ! ધણી તમે ॥ સ્વામી ! ઈંદ્ર તમે ॥ સ્વામી ! ગુરુ તમે ॥ સ્વામી ! ઈશ્વર તમે ॥ સ્વામી ! આદ્ય તમે ॥ સ્વામી ! અંત તમે ॥ સ્વામી ! પ્રગટ તમે ॥ સ્વામી ! ગુપ્ત તમે ॥ સ્વામી ! કૃપાનિધાન તમે ॥ સ્વામી ! હતા તમે, છો તમે, હશો તમે ॥ સ્વામી ! દયાળુ તમે ॥ સ્વામી ! ધર્મ માંહે તમે ॥ સ્વામી ! નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમે ॥ સ્વામી ! બ્રહ્માંડની ગતિ તમે, સ્થિતિ તમે, લય તમે ॥ સ્વામી ! ત્રણ પહોરે ત્રણ તાર્યા તમે ॥ સ્વામી ! ચોથે પહોરે પાર ઉતારો તમે ॥ જંબુદ્વીપે આસન રચાવો ॥

સ્વામી ! યુગે યુગની આજ્ઞાએ કરી ॥ ભક્તોને તારો ॥ દૈત્યોને મારો ॥ ધર્મનો જય કરો ॥ પાપનો ક્ષય કરો ॥ સત્ય પ્રગટ કરો ॥

કૂડ કપટ દૂર કરો ॥ અક્કલશું ખબર કરો ॥ તમારા નામથી શબ્દ દીજીએ ॥ સ્વામી ! તમે એ.....જીવ પર દયા કરો ॥

સ્વામી ! તમે અંતર્યામી છો ॥ દુઃખ નિવારણ કરો ॥ સ્વામી ! અમારી વાડી લીલી કરો ॥ પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણની વાડી લીલી કરો ॥ સ્વામી ! મૂળ સ્થાનની વાડી લીલી કરો ॥ સ્વામી ! તમારા નગરની વાડી લીલી કરો ॥ સ્વામી ! તમે સ્વર્ગની વાડી લીલી કરો ॥ સ્વામી ! તમે સત્પંથની વાડી લીલી કરો ॥ સ્વામી ! તમે દયા કરો ॥ સ્વામી ! તમે ક્ષમા કરો ॥ સ્વામી ! તમે ખોટાં કર્મ વિકર્મ પરહરો ॥ સ્વામી ! અપરાધ ક્ષમા કરો ॥ સ્વામી ! લાભ આપો ॥ સ્વામી ! સુક્રિત સામિલ કરો ॥ સ્વામી ! ઘર આબાદ કરો ॥ સ્વામી ! તમારા સેવકોને પાર ઉતારો ॥

આદ્ય નારાયણની સંગત ॥ આદ્ય શક્તિ દેવીની સંગત ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણની સંગત ॥ હરિ અંશના પરિવારની સંગત ॥ જ્ઞાનીજનોની સંગત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવોની સંગત ॥ સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજની સંગત ॥ હરિ અંશ કુળ કાયમના અવતારની સંગત ॥ એક લાખ એંશી હજાર સંત-મહાત્માઓની સંગત ॥ સપ્ત ઋષિઓની સંગત ॥ નવ નાથ, ચોર્યાસી સિદ્ધની સંગત ॥ અઠ્યાસી સહસ્ત્ર ઋષિઓની સંગત ॥ સાત સમુદ્રની સંગત ॥ નવસો નવ્વાણું નદીઓની સંગત ॥ ચંદ્રમા-સૂર્યની સંગત ॥ નવ લાખ તારાની સંગત ॥ અષ્ટ કુળ પર્વતની સંગત ॥ નવ કુળ નાગની સંગત ॥ બાર કુળ મેઘની સંગત ॥ અઢાર ભાર વનસ્પતિની સંગત ॥ એ સર્વ દેવોની સંગતના પ્રતાપે કરીને ॥ એ...... જીવના અપરાધ ક્ષમા

કરો ॥ યુગે યુગનાં કર્મ બંધન છોડાવો ॥ ચોર્યાસી લાખ અવતારનાં દુઃખ ભાંગો ॥

નવાણું કરોડ ઝાંખાની સંગત ॥ છપ્પન કરોડ મેઘાની સંગત ॥ બત્રીસ કરોડ કિન્નરની સંગત ॥ પાંચ કરોડ પ્રહલાદની સંગત ॥ સાત કરોડ હરિશ્ચંદ્રની સંગત ॥ નવ કરોડ યુધિષ્ઠિરની સંગત ॥ બાર કરોડ સદ્‌ગુરુ દેવની સંગત ॥ અનંત કરોડ કમળાકુંવરની સંગત ॥ જમીન - આસમાનની સંગત ॥ પવન પાણીની સંગત ॥ મુખી સેવકોની સંગત ॥ કુલ* ઋષિવર ગત્‌ગંગાની સંગત* ॥ સકળ સંઘની સંગત ॥ અજપા જાપની સંગત ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥

બ્રહ્મજ્ઞાનીઓની સંગત ॥ કુલ સત્‌પંથીઓની સંગત ॥ ચોસઠ લાખ દેવીઓની સંગત ॥ અગ્નિ, તેજ, અન્ન દેવોની સંગત ॥ યતિ, સતી સંતોષી જીવોની સંગત ॥ ચાર ખાણી, ચાર વાણીની સંગત ॥ ચાર વેદના મંત્રોની સંગત ॥ સાત વાર સત્તાવીસ નક્ષત્રની સંગત ॥ પંદર તિથિને બાર કરણની સંગત ॥ નવ ગ્રહની સંગત ॥ અડસઠ તીરથની સંગત ॥ દશ દિક્‌પાલની સંગત ॥ હીણા ખીણા જીવોની સંગત ॥ લાખ ચોર્યાસી જીવોની સંગતના પ્રતાપે કરીને ॥ એ..... જીવનાં પાપને પ્રલય કરો ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥ એ...... જીવને વૈકુંઠમાં વાસ આપો ॥ એ.... જીવ અજ્ઞાની અબૂજ* છે ॥ પેટાર્થી* ક્ષુધાર્થી* છે ॥ ઘટાર્થી* લોભાર્થી છે ॥ સ્વાર્થી લવાર્થી* છે ॥ એ..... જીવ

---

* કુલ = સર્વ. * સંગત = મેળાપ, મૈત્રી, સંચિત પુણ્ય. * અબૂજ = અજ્ઞાની, ન સમજે તેવો. * પેટાર્થી = પેટની ઇચ્છા કરવાવાળો. * ક્ષુધાર્થી = ભૂખ્યો. * ઘટાર્થી = ઘરનો લોભી, સ્વાર્થી.

સત્યહીન, દત્તહીન છે અને સૂતક કર્મથી ભરેલો છે ।। એ..... જીવ મોંનો જૂઠો, દિલનો ખોટો છે ।।

હે સ્વામી ! દયા કરો ।। અંધારે અજવાળું કરો ।। પડ્યા પિંડને પ્રગટ કરો ।। જે કોઈ આ સત્પંથ ધર્મની વાચા પાળે ।। તેની ઈકોતેર પેઢી તારો ।। એ..... જીવ કરણ કલ્પનો ।। યુગે યુગનો ।। રાતે રાતનો ।। દહાડે દહાડાનો અપરાધી છે ।। મન ચિત્તના અપરાધ ।। મનિચ્છા* કર્મના અપરાધ ક્ષમા કરો ।। સ્વામી ! તમે દયાળુ કૃપાનિધાન છો ।। કર્યા અપરાધ ક્ષમા કરો ।। બીજા અપરાધ ન કરાવશો ।। સ્વામી ! તમે શ્રી મત્સ્ય ।। તમે શ્રી કૂર્મ ।। તમે શ્રી વરાહ ।। તમે શ્રી નરસિંહ ।। તમે શ્રી વામન ।। તમે શ્રી પરશુરામ ।। તમે શ્રી રામ ।। તમે શ્રી કૃષ્ણ ।। તમે શ્રી બુદ્ધ ।। તમે શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ દસમો અવતાર ।। સ્વામી ! તમે જીવોના તારણહાર ।। તમારા સેવકોના અપરાધ ક્ષમા કરો જંબુદ્વીપના ધણી ! તમે ચિંતા કરો સત્પંથી જીવો તણી ।।

।। સદ્ગુરુ હંસતેજજી મહારાજ ।।

।। ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ।।



(શીર ઉપરથી માણ ઉતારવી)

---

* લવાર્થી = બહુ બોલવું તે. * મનિચ્છા = મનની કલ્પનાના.

ॐ

<u>मंत्र-३९</u>

य ईशे पशुपतिः पशूनां चतुष्पदामुत यो द्विपदाम् ।
निष्क्रीतः स यज्ञियं भागमेतु रायस्पोषा यजमानं सचन्तात् ॥१॥
प्रमुञ्चन्तो भुवनस्य रेतो गातुं धत्त यजमानाय देवाः ।
उपाकृतं शशमानं यदस्थात् प्रियं देवानामप्येतु पाथः ॥२॥
ये बध्यमानामनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च ।
अग्निष्टानग्रे प्र मुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ॥३॥
ये ग्राम्याः पशवो विश्वरूपा विरूपाः सन्तो बहुधैकरूपाः ।
वायुष्टानग्रे प्र मुमोक्तु देवः प्रजापतिः प्रजया संरराण ॥४॥
प्रजानन्तः प्रति गृहणन्तु पूर्वे प्राणमङ्गेभ्यः पर्याचरन्तम् ।
दिवं गच्छ प्रति तिष्ठा शरीरैः स्वर्गं याहि पथिभिर्देवयानैः ॥५॥

अथर्व वेद : कांड-२, सुक्त-३४, मंत्र - १,२,३,४,५.

ભાવાર્થ : જે દ્વીપાદ અને ચતુષ્પાદ વગેરે પ્રાણીઓનો સ્વામી એક ઈશ્વર છે, તે નિઃશેષ રીતે પ્રાપ્ત થયા પછી, પૂજાના સ્થાનમાં પૂજા પ્રાપ્ત કરે છે અને તેની કૃપાથી સર્વ પ્રકારનું ધન અને પુષ્ટિઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે. - ૧.

સર્વ દેવો આ ઉપાસકને સંસારનું બળ પ્રદાન કરે છે. સન્માર્ગ બતાવે છે અને વનસ્પતિઓનું સુસંસ્કૃત અન્ન જે દેવોને માટે પ્રિય છે, તે તે ઉપાસકને આપે છે. - ૨.

જે તેજસ્વી જ્ઞાની પુરુષ પોતાની આંખથી વૃદ્ધ સ્થિતિમાં રહેલાં પ્રાણીને દયામય નજરે જુએ છે, તેને જે વિશ્વનું નિર્માણ કરનારો અને પ્રજાઓમાં રમનારો (આનંદ પામનારો) પ્રકાશમય દેવ સર્વથી પહેલાં તેને જ મુક્ત કરે છે. - ૩.

ગ્રામ્ય પશુઓ જે ખરેખર વિવિધ રૂપ રંગવાળાં હોવા છતાં એક જ રૂપ જેવાં હોય છે, તેને પણ પ્રજાઓની સાથે રહેનારો પ્રાણોનો પ્રાણદેવ પહેલાં મુક્ત કરે છે. - ૪.

જે જ્ઞાની લોક સર્વ શરીરમાં સંચાર કરનારા પ્રાણને સર્વ અંગો અવયવોમાંથી એકત્રિત કરીને પોતાના અધિકારમાં લાવે છે, તેઓ શરીરથી સુદૃઢ હોવાથી દિવ્ય માર્ગથી સીધા સ્વર્ગ પ્રતિ જાય અને પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરે છે. - ૫.

---

# મંત્ર : ઓગણચાલીસમો

## 卐 મંત્ર પહેલો : જીવને સ્વેદજ ખાણી માંહેથી સદ્ગતિનો મંત્ર. 卐

**આદેશ - હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! આદ્ય તમે ॥ ઉનાદ તમે ॥ સાદ તમે ॥ શબ્દ તમે ॥ તેજ તમે ॥ બિંબ તમે ॥ ઈંડ તમે ॥ પિંડ તમે ॥ પરબ્રહ્મ તમે ॥ નિરંજન તમે ॥

પ્રથમ નામ તો ૐકાર ॥ નિરંજન તે નિરાકાર ॥ સર્જન કીધી મૂરત ચાર ॥ શબ્દથી સર્જ્યો સંસાર ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ આદ્યે સર્જી ચાર જ ખાણ ॥ ચતુર મૂરતે વર્તી વાણ ॥ ત્યારે બ્રહ્માજી થયા પ્રકાશ ॥ ઉપજ્યા પિંડ, જીવ ને શ્વાસ ॥ અદ્ધર* આસને બેઠા રહ્યા ॥ બ્રહ્માજી ધ્યાન ધરી રહ્યા ॥

શ્રી હરિએ સદ્‌ગુરુને કહ્યું જ્ઞાન ॥ તે જ જ્ઞાન સદ્‌ગુરુએ કીધું જાણ ॥ એકે વચન માન્યા સહી ॥ બીન ધર્મી એ માન્યા નહીં ॥ ધર્મીને આપ્યો સત્‌પંથ ॥ બીન ધર્મી પડ્યા માયાના ફંદ ॥ એકે પ્રમાણ્યા તે પામ્યા ધર્મ ॥ બીન ધર્મીને શિર બેઠાં કર્મ ॥ તેના કીધા ત્રણ જ ભાગ ॥ યુગ સ્વરૂપે સર્જ્યા દાગ* ॥ લાખ ચોર્યાસીના ફેરા ફર્યા ॥ કરણ કલ્પમાં જીવ અવતર્યા ॥ જે કોઈ જીવ દેવ આસને રહ્યા ॥ વારા સહિત અમરાપુર ગયા ॥ જે કોઈએ જાણ્યા ઋગ્વેદે સત્‌પંથ ધર્મ ॥ તે જીવ પામ્યા અમર ભેદ ॥ ચોથા શ્વેતવેરા કલ્પ જો રહ્યા ॥ ત્યારે બ્રહ્માને હુકમ જો થયા ॥ તેના કીધા યુગ જ ચાર ॥ શક્તિ રૂપી રચ્યો સંસાર ॥

કર્તાયુગમાં ચાર ખાણ ॥ જેણે ગોરનરનાં કીધાં પ્રમાણ ॥ ઋગ્વેદે દેખાડ્યા ધર્મ ॥ તે જીવ અમર થયાને છુટ્યાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ન માન્યા તે આવાગમનમાં રહ્યા ॥

ત્રેતાયુગમાં ચાર ખાણ ॥ જેણે ગોરનરનાં કીધાં પરમાણ ॥ તેને યજુર્વેદે દેખાડ્યા ધર્મ ॥ તે જીવ અમર થયાને છુટ્યાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ન માન્યા તે આવાગમનમાં રહ્યા ॥

---

* અદ્ધર = આધાર વિના. * દાગ = અંતિમ સંસ્કાર.

દ્વાપરયુગમાં ચાર ખાણ ॥ જેણે ગોરનરનાં કીધાં પરમાણ ॥ તેને સામવેદે દેખાડ્યા ધર્મ ॥ તે જીવ અમર થયા ને છુટ્યાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ના માન્યા તે આવાગમનમાં રહ્યા ॥

આજ કલિયુગમાં ચાર ખાણ ॥ જેણે ગોરનરનાં કીધાં પરમાણ ॥ તેને અથર્વવેદે દેખાડ્યા ધર્મ ॥ તે જીવ અમર થયા ને છુટ્યાં કર્મ ॥ માન્યા તે અમરાપુર ગયા ॥ ના માન્યા તે આવાગમનમાં રહ્યા ॥

સદ્ગુરુ શ્રી હંસતેજજી મહારાજ ॥ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે કરીને ॥ તમે એ..... જીવને છોડાવો સ્વદેજ ખાણી માંહેથી ॥ ફેરા છોડાવો એકવીસ લાખ ॥ ઋગ્વેદે પૂરી શાખ ॥ તમારો આડો* ॥ તમારો પાડો* ॥ તમારો વાડો* ॥ એ...... જીવને સ્વદેજ ખાણી માંહેથી કાઢો ॥ સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ ॥ તે પંચ મુખી બ્રહ્મા* ॥ આદ્ય વિષ્ણુ નારાયણ અવતાર ॥ તમે ધરો આયુધ* લો શણગાર ॥ બાંધો હથિયાર ॥ તમે વારાના છો ધણી ॥ તમે ચિંતા કરો એ.....જીવ તણી ॥ તમે બાંધો દૈત્યશું આડો* ॥ તમારા જીવને સ્વદેજ ખાણી માંહેથી કાઢો ॥ તમે સર્વ જાણો છો ॥ તમે સર્વ પીછાણો છો ॥ છોડાવો ચાર ખાણીને ॥ એ.....જીવને અમરાપરને માર્ગે આણો ॥

હે સ્વામી ! દીનાનાથ દયાનિધિ ॥ તમારા વાયકે ॥ તમારા

---

* આડો = સંઘ. * પાડો = પાડોશી. * વાડો = સંપ્રદાય. * પાંચ મુખી બ્રહ્મા = આદિ બ્રહ્મ. * આયુધ = હથીયાર, ખાંડુ. * આડો = ટાળવાનો ઉપાય. * ગજ સિક્કો = મહોર છાપ.

ગજ સિક્કા*એ ॥ તમારા નામ અને દિવ્યતાની સંગતે ॥ જંબુદ્વીપ કુંવારિકા ક્ષેત્રની સંગતના પ્રતાપે ॥ એ..... જીવને સ્વદેજ ખાણી માંહેથી કાઢો ॥ એકવીસ લાખ ફેરાનાં કર્મ બંધન છોડાવો ॥ એ...... જીવને સતિયાંની સંગતમાં રાખો ॥ એ....... જીવનાં ભવોભવનાં પાપ કાપો ॥ તમે એ... જીવને ઉપજાવ્યો અને તમે એ... જીવને ઓધારો ॥ તમે એ... જીવના એકવીસ લાખ ફેરા પ્રલય કરો ॥ આ સત્‌પંથની સંગતના પ્રતાપે ॥ તમે એ..... જીવને કર ધરો ॥ તમે એ....... જીવને પાવન કરો ॥ એ જીવ..... પલપલનો ॥ તલતલનો ગુનેગાર છે ॥ તમે સ્વામી ગુના બક્ષણહાર છો ॥ તમે એ..... જીવને જાણો ॥ તમારી પારે આણો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •



ॐ

## મંત્ર-૪૦

य ईशे पशुपतिः पशूनां चतुष्पदामुत यो द्विपदाम् ।
निष्क्रीतः स यज्ञियं भागमेतु रायस्पोषा यजमानं सचन्तात् ॥१॥
प्रमुञ्चन्तो भुवनस्य रेतो गातुं धत्त यजमानाय देवाः ।
उपाकृतं शशमानं यदस्थात् प्रियं देवानामप्येतु पाथः ॥२॥
ये बध्यमानामनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च ।
अग्निष्टानग्रे प्र मुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ॥३॥
ये ग्राम्याः पशवो विश्वरूपा विरूपाः सन्तो बहुधैकरूपाः ।
वायुष्टानग्रे प्र मुमोक्तु देवः प्रजापतिः प्रजया संरराण ॥४॥
प्रजानन्तः प्रति गृह्णन्तु पूर्वे प्राणमङ्गेभ्यः पर्याचरन्तम् ।
दिवं गच्छ प्रति तिष्ठा शरीरैः स्वर्गं याहि पथिभिर्देवयानैः ॥५॥

अथर्व वेद : कांड-२, सुक्त-३४, मंत्र - १,२,३,४,५.

ભાવાર્થ : જે દ્વીપાદ અને ચતુષ્પાદ વગેરે પ્રાણીઓનો સ્વામી એક ઈશ્વર છે, તે નિઃશેષ રીતે પ્રાપ્ત થયા પછી, પૂજાના સ્થાનમાં પૂજા પ્રાપ્ત કરે છે અને તેની કૃપાથી સર્વ પ્રકારનું ધન અને પુષ્ટિઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે. - ૧.

સર્વ દેવો આ ઉપાસકને સંસારનું બળ પ્રદાન કરે છે. સન્માર્ગ બતાવે છે અને વનસ્પતિઓનું સુસંસ્કૃત અન્ન જે દેવોને માટે પ્રિય છે, તે તે ઉપાસકને આપે છે. - ૨.

જે તેજસ્વી જ્ઞાની પુરુષ પોતાની આંખથી વૃદ્ધ સ્થિતિમાં રહેલાં પ્રાણીને દયામય નજરે જુએ છે તેને જે વિશ્વનું નિર્માણ કરનારો અને પ્રજાઓમાં

રમનારો (આનંદ પામનારો) પ્રકાશમય દેવ સર્વથી પહેલાં તેને જ મુક્ત કરે છે. - ૩.

ગ્રામ્ય પશુઓ જે ખરેખર વિવિધ રૂપ રંગવાળાં હોવા છતાં એક જ રૂપ જેવાં હોય છે, તેને પણ પ્રજાઓની સાથે રહેનારો પ્રાણોનો પ્રાણદેવ પહેલાં મુક્ત કરે છે. - ૪.

જે જ્ઞાની લોક સર્વ શરીરમાં સંચાર કરનારા પ્રાણને સર્વ અંગો અવયવોમાંથી એકત્રિત કરીને પોતાના અધિકારમાં લાવે છે, તેઓ શરીરથી સુદૃઢ હોવાથી દિવ્ય માર્ગથી સીધા સ્વર્ગ પ્રતિ જાય અને પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરે છે. - ૫.

---

# મંત્ર : ચાલીસમો

## 卐 મંત્ર બીજો : જીવને ઇંડજ* ખાણી માંહેથી સદ્‌ગતિનો મંત્ર. 卐

**આદેશ - હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે આદ્ય નિરંજન નિરાકાર ।। આદ્ય નિરંજને અહદ* થકી રચ્યો સંસાર ।। પહેલી સરજી ખાણી ચાર ।। ચતુર મૂરતે કીધો વિસ્તાર ।। ચતુર વેદ તે સચરાચર ।। તમે નિરંજને ધર્યા અવતાર ।। નરનારીનો એક વિચાર ।। તમે નિરંજન નિરાકાર ।।

સ્વામી ! તમે સદ્‌ગોરને સોંપ્યા ધર્મ ।। રચ્યો સત્‌પંથ ધર્મ ને ઉતાર્યાં કર્મ ।। ત્રણે મૂરતે* ધર્યા અવતાર ।। શક્તિ રૂપી

---

* ઇંડજ = ઇંડમાંથી ઉત્પન્ન થતાં જીવોની ખાણ. * અહદ=સંકલ્પ, ધારણા, નિશ્ચય.
* ત્રણે = બ્રહ્મા, વિષ્ણુ, મહેશ.

રચ્યો સંસાર ॥ માયા રચી અનંત અપાર ॥ તમે નિરંજન સર્જનહાર ॥ ઈંડજ ખાણીમાં જીવ અવતર્યો ॥ એકવીસ લાખ તો ફેરા ફર્યો ॥ યજુર્વેદે પૂરી શાખ ॥ ફેરા ટાળો એકવીસ લાખ ॥ અમરભેદશું લાગ્યાં ધ્યાન ॥ વદ્યા ગોરનરને કરી આદેશ ॥ ઓળખ્યા અમે વિષ્ણુ નારાયણ ધણી ॥ તમે ચિંતા કરો એ....... જીવ તણી ॥ તમારો આડો ॥ તમારો પાડો ॥ તમારો વાડો ॥ એ..... જીવને ઈંડજ ખાણી માંહેથી કાઢો ॥ તમે એ.....જીવનાં પાપ કાપો ॥ તમે નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ! એ..... જીવને આશા છે મોક્ષ પદ તણી ॥ છોડાવો ઈંડજ ખાણી માંહેથી તમે ત્રિભુવન ધણી ॥

હે સ્વામી ! તમે સર્વ ગુણ સંપન્ન ॥ સર્વે જીવોના સર્જનહાર ॥ જંબુદ્વીપે કુંવારિકા ક્ષેત્રને સ્થળે ॥ એ..... જીવને દર્શન દેજો ॥ અમરાપુરમાં વાસ દેજો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

## મંત્ર-૪૧

य ईशे पशुपतिः पशूनां चतुष्पदामुत यो द्विपदाम् ।
निष्क्रीतः स यज्ञियं भागमेतु रायस्पोषा यजमानं सचन्ताम् ॥१॥
प्रमुञ्चन्तो भुवनस्य रेतो गातुं धत्त यजमानाय देवाः ।
उपाकृतं शशमानं यदस्थात् प्रियं देवानामप्येतु पाथः ॥२॥
ये बध्यमानामनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च ।
अग्निष्टानग्रे प्र मुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ॥३॥
ये ग्राम्याः पशवो विश्वरूपा विरूपाः सन्तो बहुधैकरूपाः ।
वायुष्टानग्रे प्र मुमोक्तु देवः प्रजापतिः प्रजया संरराण ॥४॥
प्रजानन्तः प्रति गृह्णन्तु पूर्वे प्राणमङ्गेभ्यः पर्याचरन्तम् ।
दिवं गच्छ प्रति तिष्ठा शरीरैः स्वर्गं याहि पथिभिर्देवयानैः ॥५॥

अथर्व वेद : कांड-२, सुक्त-३४, मंत्र - १,२,३,४,५.

ભાવાર્થ : જે દ્વીપાદ અને ચતુષ્પાદ વગેરે પ્રાણીઓનો સ્વામી એક ઈશ્વર છે, તે નિઃશેષ રીતે પ્રાપ્ત થયા પછી, પૂજાના સ્થાનમાં પૂજા પ્રાપ્ત કરે છે અને તેની કૃપાથી સર્વ પ્રકારનું ધન અને પુષ્ટિઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે. - ૧.

સર્વ દેવો આ ઉપાસકને સંસારનું બળ પ્રદાન કરે છે. સન્માર્ગ બતાવે છે અને વનસ્પતિઓનું સુસંસ્કૃત અન્ન જે દેવોને માટે પ્રિય છે, તે તે ઉપાસકને આપે છે. - ૨.

જે તેજસ્વી જ્ઞાની પુરુષ પોતાની આંખથી વૃદ્ધ સ્થિતિમાં રહેલાં પ્રાણીને દયામય નજરે જુએ છે, તેને જે વિશ્વનું નિર્માણ કરનારો અને પ્રજાઓમાં

રમનારો (આનંદ પામનારો) પ્રકાશમય દેવ સર્વથી પહેલાં તેને જ મુક્ત કરે છે. - ૩.

ગ્રામ્ય પશુઓ જે ખરેખર વિવિધ રૂપ રંગવાળા હોવા છતાં એક જ રૂપ જેવાં હોય છે, તેને પણ પ્રજાઓની સાથે રહેનારો પ્રાણોનો પ્રાણદેવ પહેલાં મુક્ત કરે છે. - ૪.

જે જ્ઞાની લોક સર્વ શરીરમાં સંચાર કરનારા પ્રાણને સર્વ અંગો અવયવોમાંથી એકત્રિત કરીને પોતાના અધિકારમાં લાવે છે, તેઓ શરીરથી સુદૃઢ હોવાથી દિવ્ય માર્ગથી સીધા સ્વર્ગ પ્રતિ જાય અને પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરે છે. - ૫.

---

# મંત્ર : એકતાલીસમો

## 卐 મંત્ર ત્રીજો : જીવને ઉદ્‌ભિજ્જ* ખાણી માંહેથી સદ્‌ગતિનો મંત્ર. 卐

### આદેશ - હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે સ્વામી ! તમે આદ્ય નિરંજન દેવ ।। બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવ ।। શિવ શક્તિથી રચ્યો સંસાર ।। તમે નિરંજન નિરાકાર ।। ખાણીથી રચ્યો સંસાર ।। વેદથી કર્યો વિસ્તાર ।। સરજી ખાણી ને સરજી માયા ।। ખાણીમાં ઉપજ્યા ને ખાણીમાં સમાયા ।। વિષ્ણુ બીજ ને બ્રહ્મા કાયા ।। મંત્ર મહાદેવ ને શક્તિ માયા ।। તમે ચતુર

---

* ઉદ્‌ભિજ્જ = જમીન કે બીજને ભેદીને ઊગતી વનસ્પતિ, ઊગતું

મૂરત માંહે સમાયા ॥ દેવ નિરંજન નિરાકાર તમે ઉપાયા ॥

ઉદ્‌ભિજ્જ (ઉદ્‌બીજ)* ખાણીમાં જીવ અવતર્યો ॥ એકવીસ લાખ ફેરા ફર્યો ॥ સામવેદે પૂરી શાખ ॥ ફેરા ટાળો એકવીસ લાખ ॥ ત્રણ દેવને શક્તિ સાર ॥ તમે નિરંજન ધર્યા અવતાર ॥ ત્રણ દેવથી રચ્યા સત્પંથ ॥ તમથી છુટે જીવના ફેરાને ફંદ ॥

નર તમે ॥ નિરંજન તમે ॥ નિરાકાર તમે ॥ નિષ્કલંકી (કલ્કિ) તમે ॥ નારાયણ તમે ॥ અપરાધી છીએ અમે ॥ સ્વામી ! અપરાધ નિવારો તમે ॥ ઉણિયાચારી છીએ અમે ॥ સ્વામી ! તમે આદ્ય નિરંજનનો અવતાર ॥ નિષ્કલંકી (કલ્કિ) તમે અનંત કરોડ જીવોનો કરો ઉદ્ધાર ॥ તમથી છુટે પિંડ ને પ્રાણ ॥ સદ્‌ગોર થકી ધર્મ પ્રમાણ ॥ સદ્‌ગુરુ થકી જીવોનાં નિર્વાણ ॥ સ્વામી ! તમે કરો એ..... જીવનાં કલ્યાણ ॥ છોડાવો એ........ જીવને ઉદ્‌ભિજ્જ ખાણી માંહેથી ॥ આદ્ય વિષ્ણુ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સ્વામી ! તમે ચિંતા કરો એ ..... જીવ તણી ॥ અમને આશા છે તમારી ઘણી ॥ તમારો આડો ॥ તમારો પાડો ॥ તમારો વાડો ॥ એ...... જીવને ઉદ્‌ભિજ્જ ખાણી માંહેથી કાઢો ॥

સ્વામી ! જંબુદ્વીપના તમે ધણી ॥ તમે ચિંતા કરો એ...... જીવ તણી ॥ એ..... જીવનાં ભવોભવનાં પાપ કાપો ॥ અમર ભેદની સંગતમાં જોડો ॥ તમે એ..... જીવને પહોંચાડો પાર ॥ ચૌદ ભુવનના સર્જનહાર ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

● ● ●

ॐ

<u>मंत्र-४२</u>

य ईशे पशुपतिः पशूनां चतुष्पदामुत यो द्विपदाम् ।
निष्क्रीतः स यज्ञियं भागमेतु रायस्पोषा यजमानं सचन्ताम् ॥१॥
प्रमुञ्चन्तो भुवनस्य रेतो गातुं धत्त यजमानाय देवाः ।
उपाकृतं शशमानं यदस्थात् प्रियं देवानामप्येतु पाथः ॥२॥
ये बध्यमानामनु दीध्याना अन्वैक्षन्त मनसा चक्षुषा च ।
अग्निष्टानग्रे प्र मुमोक्तु देवो विश्वकर्मा प्रजया संरराणः ॥३॥
ये ग्राम्याः पशवो विश्वरूपा विरूपाः सन्तो बहुधैकरूपाः ।
वायुष्टानग्रे प्र मुमोक्तु देवः प्रजापतिः प्रजया संरराण ॥४॥
प्रजानन्तः प्रति गृह्णन्तु पूर्वे प्राणमङ्गेभ्यः पर्याचरन्तम् ।
दिवं गच्छ प्रति तिष्ठा शरीरैः स्वर्गं याहि पथिभिर्देवयानैः ॥५॥

अथर्व वेद : कांड-२, सुक्त-३४, मंत्र - १,२,३,४,५.

ભાવાર્થ : જે દ્વીપાદ અને ચતુષ્પાદ વગેરે પ્રાણીઓનો સ્વામી એક ઈશ્વર છે, તે નિઃશેષ રીતે પ્રાપ્ત થયા પછી, પૂજાના સ્થાનમાં પૂજા પ્રાપ્ત કરે છે અને તેની કૃપાથી સર્વ પ્રકારનું ધન અને પુષ્ટિઓ ઉપાસકને પ્રાપ્ત થાય છે. - ૧.

સર્વ દેવો આ ઉપાસકને સંસારનું બળ પ્રદાન કરે છે. સન્માર્ગ બતાવે છે અને વનસ્પતિઓનું સુસંસ્કૃત અન્ન જે દેવોને માટે પ્રિય છે, તે તે ઉપાસકને આપે છે. - ૨.

જે તેજસ્વી જ્ઞાની પુરુષ પોતાની આંખથી વૃદ્ધ સ્થિતિમાં રહેલાં પ્રાણીને દયામય નજરે જુએ છે તેને જે વિશ્વનું નિર્માણ કરનારો અને પ્રજાઓમાં

ૐ

રમનારો (આનંદ પામનારો) પ્રકાશમય દેવ સર્વથી પહેલાં તેને જ મુક્ત કરે છે. - ૩.

ગ્રામ્ય પશુઓ જે ખરેખર વિવિધ રૂપ રંગવાળાં હોવા છતાં એક જ રૂપ જેવાં હોય છે, તેને પણ પ્રજાઓની સાથે રહેનારો પ્રાણોનો પ્રાણદેવ પહેલાં મુક્ત કરે છે. - ૪.

જે જ્ઞાની લોક સર્વ શરીરમાં સંચાર કરનારા પ્રાણને સર્વ અંગો અવયવોમાંથી એકત્રિત કરીને પોતાના અધિકારમાં લાવે છે, તેઓ શરીરથી સુદૃઢ હોવાથી દિવ્ય માર્ગથી સીધા સ્વર્ગ પ્રતિ જાય અને પ્રકાશનું સ્થાન પ્રાપ્ત કરે છે. - ૫.

---

# મંત્ર : બેતાલીસમો

## 卐 મંત્ર ચોથો : જીવને જરાયુજ ખાણી*માંહેથી સદ્ગતિનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે સ્વામી ! આદ્ય નિરંજન તમે ।। અગમ અગોચર તમે ।। સ્થાન સ્થાનેતર તમે ।। કરણ કલ્પમાં તમે ।। યુગ યુગાન્તરે તમે ।। આસને તમે ।। ધ્યાનમાં તમે ।। ધૂંધૂકારમાં તમે ।। ઈંડ માંહે તમે ।। પિંડ માંહે તમે ।। નવ ખંડ માંહે તમે ।। બ્રહ્માંડ માંહે તમે ।। અમે જપતા તમારો જાપ ।। સ્વામી ! તમે ઉપજ્યા આપો આપ ।। તમે ત્રણ દેવ ઉપાયા ।। કરી કૃત્યને સરજી માયા ।।

* જરાયુજ ખાણી = જરમાં (ઓર)માં વિંટળાઈને જન્મે તેવા જીવની ખાણ.

તમે સરજી ચારે ખાણ ॥ તમે સર્જ્યા પિંડને પ્રાણ ॥ પછી સરજી ચાર જ વાણ ॥ પિંડ માંહે પૂર્યા પ્રાણ ॥ વાણીથી કર્યો વિસ્તાર॥ સર્જ્યા વેદને ૐકાર ॥ સરજી સૃષ્ટિને સકળ* સંસાર ॥ માયા તણો કીધો વિસ્તાર ॥ લાખ ચોર્યાસીના ફેરા કર્યા ॥ કર્મ પ્રમાણે સહુ જીવ અવતર્યા ॥ ફેરે પડ્યા સહુ જીવને જંત ॥ રચી માયા તે અકળ અનંત ॥ તમે નિરંજન આપે હરિ ॥ બ્રહ્મા વિષ્ણુએ સૃષ્ટિ કરી ॥ ફરતી કીધી ચારે ખાણ ॥ ઉત્તમ મધ્યમ સર્જ્યા પ્રાણ ॥ તમે અવતર્યા નારાયણ ॥ બ્રહ્મા વિષ્ણુ રહ્યા પ્રમાણ ॥ સર્જ્યા સત્પંથ ને સ્થાપ્યા ધર્મ ॥ સત્પંથી જીવોને આપ્યા મર્મ* ॥ અધર્મીને શિર બેઠાં કર્મ ॥ ધર્મીઓનાં છુટ્યાં કર્મ ॥ અથર્વવેદની પૂરી શાખ ॥ ફેરા ટાળો એકવીસ લાખ ॥

આદ્ય નિરંજન નરહરિ નારાયણ નામ ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ॥ તમે ત્રણેના સર્જ્યા પ્રાણ ॥ નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ અવતાર ॥ આદ્ય બ્રહ્માએ કીધા વેદ વિસ્તાર ॥ સદ્ગોર શ્રી હંસતેજજી મહારાજ તમે છો વારાના ધણી ॥ તમે ચિંતા કરો એ..... જીવ તણી ॥ તમારો આડો, તમારો પાડો, તમારો વાડો ॥ એ..... જીવને જરાયુજ ખાણી માંહેથી કાઢો ॥ એ...... જીવ લાખ ચોર્યાસીના ફેરા ફર્યો ॥ જરાયુજ ખાણી માંહે આવી અવતર્યો ॥ સદ્ગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ ॥ આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સ્વામી ! તમે જીવોના તારણહાર છો ॥ કરગર્યા કાને ધરો ॥ સમર્યા સહાય કરો ॥ વારાના સ્વામી ! તમે એ.... જીવને છોડાવો જરાયુજ ખાણી માંહેથી ॥

---

* સકળ = સર્વ. * મર્મ = ગૂઢાર્થ, ભેદ.

જંબુદ્વીપે, ભરત ખંડે, કુંવારિકા ક્ષેત્રે નિવાસ તમારો છે ॥ તમારા નામની આશિષે ॥ આસન સ્થળની આશિષે ॥ અજપા જાપની આશિષે ॥ સકળ સંઘની આશિષે ॥ હીણા ખીણા જીવોની આશિષે ॥ ઋષિવરોની આશિષે ॥ કાયમ તમારા અંશ પરિવારની આશિષે ॥ હરિ અંશ પરિવારની આશિષે ॥ તમારી કળાએ તમારી આજ્ઞાએ ॥ એ..... જીવને લક્ષ ચોર્યાસીના ફેરાથી છોડાવો ॥ જરાયુજ ખાણી માંહેથી કાઢો ॥ ચારે ખાણીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડના મેળા આપો ॥ હે જંબુદ્વીપના ધણી ॥ તમે ચિંતા કરો એ........ જીવ તણી ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •





## मंत्र-४३

अप्सु ते राजन् वरुण गृहो हिरण्ययो मिथः ।
ततो धृतव्रतो राजा सर्वा धामानि मुञ्चतु ॥१॥
धाम्नो धाम्नो राजन्नितो वरुण मुञ्च नः ।
यदापो अध्न्या इति वरुणेति यदूचिम ततो वरुण मुञ्च न ॥२॥
उदुत्तमं वरुण पाशमस्मदवाधमं मध्यमं श्रथाय ।
अधा वयमादित्य व्रते तवानागसो अदितये स्याम ॥३॥
प्रास्मत् पाशान् वरुण मुञ्च सर्वान् य उत्तमा अधमा वारुणा ये ।
दुष्वप्न्यं दुरितं नि ष्वास्मदथ गच्छेम कृतस्य लोकम् ॥४॥

अथर्व वेद : कांड-७, सूक्त-८३, मंत्र-१,२,३,४.

ભાવાર્થ : હે સર્વના રાજાધિરાજ પ્રભો ! તારું ધામ સુવર્ણ જેવા ચળકતા આકાશમાં છે. તું આ જગતના સત્ય નિયમોનું પાલન કરનારો એક માત્ર રાજા છે. તું અમને સર્વ બંધનોથી છોડાવ. - ૧.

અમને સર્વને દરેક બંધનથી મુક્ત કર, મુક્તિની ઈચ્છાથી જ અમે આપના ગુણગાન કરીએ છીએ. - ૨.

હે શ્રેષ્ઠ દેવ ! આ મારાં ઉત્તમ, મધ્યમ અને અધમ બધાં જ પાશોથી મુક્ત કર, તારું વ્રત કરતાં કરતાં અમે સર્વ નિષ્પાપ બનીને બંધનથી મુક્ત થવાને માટે યોગ્ય થઈએ. - ૩.

અમારાં સર્વ પાશ મુક્ત કર, અમારું પાપ દૂર કર, જેથી અમે પુણ્યલોકને પ્રાપ્ત કરીએ. - ૪.

# મંત્ર : તેતાલીસમો

**卐 મંત્ર પાંચમો : જીવને અમરાપુરી પહોંચાડવાનો ઉઠાસણાનો મંત્ર. 卐**

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે દયા કરો ॥ એ...... જીવને તમારા ચરણના પ્રતાપે કરીને મોક્ષને માર્ગે કરો ॥ અથર્વવેદને વાયકે કરી એ..... જીવને ભૂલોક*, ભૂર્લોક*, સ્વર્ગલોક*, મહર્લોક* માંહેથી છોડાવીને ॥ જનલોક*, તપોલોક*, સત્યલોક* તથા અમરાપુરી* મંડલ માંહે પહોંચાડો ॥

સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥ આદ્ય વિષ્ણુ નારાયણ ॥ તમે સચરાચરના સ્વામી ॥ ઉચ્ચ સ્થાનના ભોક્તા ॥ તમે જીવોના વર દાતાર ॥ તમે તમારી વાચા પાળો ॥ જ્યારે ત્રણ ટોળ હતા ત્યારે તમે એ વાચા દીધી ॥ આજ તે વાચા પાળો ॥ તમારે કર્મે ॥ તમારે ધર્મે ॥ તમારે સત્યે ॥ તમારે દત્તે ॥ તમારી દયાએ ॥ તમારી માયાએ ॥ તમારી ક્ષમા સંતોષે કરી ॥ તમારી દયા-દૃષ્ટિથી ॥ એ..... જીવને અમરાપુરીને માર્ગે બાવન ઘાંટીથી છોડાવો ॥ જેમ નવાણું કરોડ ઝાંખા પહોંચ્યા ॥ જેમ છપ્પન કરોડ મેઘા પહોંચ્યા ॥ જેમ બત્રીસ કરોડ કિન્નર પહોંચ્યા ॥ તેમ હે તેત્રીસ કરોડ

દેવ ! એ........ જીવના મેળા પૂરા કરો ॥ જંબુદ્વીપનાં ભરણ જાગતાં કરો ॥ આજ અથર્વવેદને વાયકે ॥ સત્પંથને પ્રતાપે કરી ॥ બ્રહ્મા, વિષ્ણુની કળાએ કરી ॥ હરિ અંશ કુળ કાયમના અવતારે ॥ તમારે સત્યે ॥ તમારે દત્તે કરીને ॥ શિવ શક્તિના ચરણ પ્રતાપે કરીને ॥ એ...... જીવને બાવન ઘાંટીથી પાર પહોંચાડો ॥ વૈકુંઠમાં વાસ આપો ॥ ચાર ખાણીના ફેરા ટાળો ॥

નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ દસમો અવતાર ॥ સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ ॥ આદ્ય વિષ્ણુ નારાયણ ॥ તમે જીવોના તારણહાર ॥ એ..... જીવ કુળ ગોત્ર માંહે ॥ એકોતેર માઈના ॥ એકોતેર બાપના ॥ સાત કુળ સાસરીના ॥ એ..... જીવ વાસના કરે ॥ એ..... જીવ આશના રાખે ॥ તે..... જીવનાં ક્રિયાવ્રત કરાવે ॥ તે... જીવને તમારા ચરણામૃતને પ્રતાપે કરીને ॥ બાવન ઘાંટીથી પાર પહોંચાડો ॥

વળી જે કોઈ એ..... જીવને નામે ખરચે-વાપરે તથા ક્રિયાવ્રત કરે ॥ રોકડું નાણું મૂકે ॥ એ..... જીવને ઉઠાસણે આશિષ ભણે ॥ તે તમારા ચરણામૃતના પ્રતાપે કરીને સ્વીકારો ॥ એ.....જીવનાં ઉઠાસણાનો સ્વીકાર કરો ॥ એ..... જીવના બાવન ઘાંટીના હિસાબ ચૂકાવો ॥ એ...... જીવનો પિંડ પડ્યો તે જીવને પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ સકળ સંઘનાં દર્શન આપો ॥ સતિયાંની સંગતમાં રાખો ॥ ઋષિવરનાં રાજ આપો ॥

સદ્ગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ ! તમે એ ઋષિવર જીવને અમરાપુરમાં વાસ આપો ॥ તમારે સત્યે ॥ તમારે દત્તે કરીને ॥ એ..... જીવને અમરાપુરમાં વાસ આપો ॥ બાવન ઘાંટીના હિસાબ ટાળો ॥ હે સ્વામીજી ! કર્મ ધર્મના ધણી તમે છો જંબુદ્વીપના ધણી ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ॐ

## मंत्र-४४

शुम्भनी द्यावापृथिवी अन्तिसुम्ने महिव्रते ।
आपः सप्त सुस्त्रुवुर्देवीस्ता नो मुञ्चन्त्वंहसः ॥१॥

मुञ्चन्तु मा शपथ्या३दथो वरुण्याऽदुत ।
अर्थो यमस्य पड्वीशाद् विश्वस्माद् देवकिल्बिषात् ॥२॥

अथर्व वेद : कांड-७, सूक्त-११२, मंत्र-१,२.

ભાવાર્થ : આ દ્યુલોક અને પૃથ્વીલોક મોટા સુખકારક છે. અહીં વહેનારી સાત નદીઓ અમને બધા પાપમાંથી અને બધા પ્રકારના કાયિક, વાચિક, દોષોથી બચાવે. આધ્યાત્મિક પક્ષમાં સાત પ્રવાહ, પંચ જ્ઞાનેન્દ્રિય અને મન તેમજ બુદ્ધિ આ છે. આત્માથી આ સાત નદીઓ આ પ્રકારે વહે છે. (૧) આકાશ : શબ્દ-શ્રોત્ર (૨) વાયુ : સ્પર્શ-ત્વચા (૩) તેજ : રૂપ-નેત્ર (૪) જલ : રુચી, રસ-જિવ્હા (૫) પૃથ્વી : ગંધ-નાસિકા (૬) વ્યક્તિત્વ : વ્યક્તિભાવ-અહંકાર (૭) વિદ્યુત (ઈંદ્રતત્ત્વ) : વિચાર - મન.

આ સાત પ્રવાહ અમને પાપોથી બચાવે અને પાપ મુક્ત કરે. નિઃસંદેહ આ નદીઓ પાપમાંથી બચાવનારી છે.

---

# મંત્ર : ચુમાલીસમો

## 卐 મંત્ર છઠ્ઠો : જીવને સૂક્ષ્મ ઘાંટીઓથી પાર ઉતારી અમરાપુરી પહોંચાડવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ભૈરવની ચોકીથી ॥ ભૂતની ચોકીથી ॥ પ્રેતની ચોકીથી ॥ વૈતાલની ચોકીથી એ..... જીવને પાર ઉતારો ॥ યમદૂતોને વળાવો ॥ દેવદૂતોને બોલાવો ॥ સ્વામીજી ! તમારી કૃપા દૃષ્ટિએ ॥ હવે એ..... જીવને દેવદૂતોનો સાથ આપો ॥ સહાયતા કરો ॥

એવા સપ્ત ઋષિના માર્ગદર્શને એ.....જીવની આંટીઘાંટી સોહેલી કરો ॥ તન ઘાંટીનાં વિઘ્ન હરો ॥ કંઠ ઘાંટી ॥ મોહ ઘાંટી ॥ હુતાસન ઘાંટી ॥ યમ ઘાંટી એવી ચાર ઘાંટીનાં બંધન ખુલ્લાં કરો ॥ સ્થૂળ ઘાંટીનાં વિઘ્ન દૂર કરો ॥ મોહ ઘાંટી-સૂક્ષ્મ ઘાંટીની ચોકીથી એ.....જીવને છોડાવો ॥ ચાર ઘાંટીએ સાથ તમારો રાખો ॥ એ.....જીવને વૈતરણી નદીથી પાર ઉતારો ॥ સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ બાવન ઘાંટીનો હિસાબ નિવારો ॥ અમરાપુરીમાં વાસ આપો ॥ બાવન ઘાંટીથી પાર ઉતારો ॥ સાત ઘાંટી તે બાવન ઘાંટીમાંથી દેવદૂતના માર્ગદર્શને એ...... જીવને પાર ઉતારો ॥

એ..... જીવનું નવ મહોરું કાંકણ બાંધ્યું છે ॥ એ...... જીવ સદ્ગુરુ બ્રહ્માજીના નિયમ કાંકણથી બાંધ્યો છે ॥

સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ સ્વામી ! સકળ સૃષ્ટિના જીવ તમારા છે ॥ તમારા દિવ્ય ચરણતીર્થના પ્રતાપે કરીને એ..... જીવને અમરાપુરીમાં વાસ આપો ॥ સ્વામી ! ગજ-સિક્કો તમારો ॥ કલિયુગને વર્તમાને અથર્વવેદને વાયકે ॥ સત્પંથના આધારે ॥ તમારો આડો ॥ તમારો પાડો ॥ તમારો વાડો ॥ તમારા ગજ સિક્કાએ કરી ॥ એ...... જીવ સકળ કર્મ બંધનથી બાવન ઘાંટી માંહેથી છુટે, ત્યારે અનંત કરોડીના મેળા માંહે રાખો ॥ મુખી કમળા કુંવરના મંડળ માંહે રાખો ॥ મુખી ભોજતાતના મંડળમાં રાખો ॥ સ્વામી ! મહોર છાપ તમારી છે સહી ॥ તમે જંબુદ્વીપના ધણી ॥ સમર્યાને સહાય કરો ॥ કરગર્યા કાને ધરો ॥ આવાગમન દૂર કરો ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ૐ

# બાવન ઘાંટીનાં નામ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

**તા.ક. (.....) આ નિશાનીએ સદ્‌ગત જીવનું નામ બોલવું.**

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | હુતાસન | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૨. | શ્લેષ્મ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૩. | તપ્તક્ષારો દાહ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૪. | ભયાનક | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૫. | દૂષિકા | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૬. | મૂત્ર | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૭. | રક્ત | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૮. | ગાત્રમલ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૯. | પ્રતપ્ત લોહ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૧૦. | કંટક | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૧૧. | કૃમિ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૧૨. | પ્રતપ્ત તૈલ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૧૩. | નખ | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |
| ૧૪. | પ્રતપ્ત તામ્ર | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો |
| ૧૫. | તપ્ત સુરા | ઘાંટીથી | એ..... જીવને | છોડાવો. |

ॐ ॐ

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬. સર્પ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૧૭. વજ્ર દંષ્ટ્ર | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૧૮. વૃશ્ચિક | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૧૯. વજ્ર | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૦. તપ્ત પાષાણ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૧. અસિપત્ર | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૨. વક્ર | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૩. દગ્ધ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૪. તપ્ત સૂચી | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૫. ક્ષુર ધાર | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૬. કુંભી પાક | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૭. કાલ સૂત્ર | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૮. મત્સ્યો | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૨૯. કૃમી કંટક | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૦. અંધ કૂપ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૧. વેધન | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૨. તાડન | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૩. શોષણ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૪. જ્વાલા મુખ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો |
| ૩૫. ધુમ્રાંધ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૬. નાગ વેષ્ટન | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |
| ૩૭. સૂચિ મુખ | ઘાંટીથી | એ..... | જીવને | છોડાવો. |

૩૮. ગોમુખ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૩૯. નક્ર મુખ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૦. પાશુ ભોજ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૧. પાશ વેષ્ટન ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૨. શૂળ પ્રોત ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૩. પ્રકંપન ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૪. વિટ્ટ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૫. વસા ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૬. શુક્ર ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૭. જાલરંધ્ર ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૮. દેહચૂર્ણ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૪૯. દલન ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૫૦. કંઠ શોષણ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૫૧. કષ ઘાંટીથી એ..... જીવને છોડાવો.
૫૨. તીક્ષ્ણ પાષાણ ઘાંટીથી એ..... જીવને છોડાવો.

આ બાવન ઘાંટીઓ તથા ઉપઘાંટીઓથી એ.... જીવને છોડાવો ॥ હે સ્વામીજી ! એ.... જીવને અમરાપુરીમાં વાસ આપો ॥ એ બાવન ઘાંટીઓના હિસાબ નિવારો ॥ સકળ દેવો-ઋષિવરોના પુણ્ય પ્રતાપે કરીને એ.... જીવને પાર ઉતારો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ૐ

**मंत्र-४५**

**एतत्ते देवः सविता वासो ददाति भर्तवे ।**
**तत्त्वं यमस्य राज्ये वसानस्तार्प्यं॑ऽ चर ॥३१॥**

अथर्व वेद : कांड-१८, सूक्त-४, मंत्र-३१.

ભાવાર્થ : "મૃત પુરુષને કે જે યમલોકમાં પહોંચી ગયા છે. તેમને વસ્ત્ર અર્પણ કરવું જોઈએ."-૩૧.

---

# મંત્ર : પીસ્તાલીસમો

## 卐 મંત્ર સાતમો : જીવને આસન-વસ્ત્ર સમર્પણ કરવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે આદ્ય નિરંજન વિષ્ણુ નારાયણ નિષ્કલંકી (કલ્કિ) રૂપ ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ભૂપ ॥ સ્વામી ! તમે શ્રી મત્સ્ય ॥ સ્વામી ! તમે શ્રી કૂર્મ ॥ સ્વામી ! તમે શ્રી વરાહ ॥ સ્વામી ! તમે શ્રી નરસિંહ ॥ સ્વામી ! તમે શ્રી વામન ॥ સ્વામી ! તમે શ્રી પરશુરામ ॥ સ્વામી ! તમે શ્રી રામ ॥ સ્વામી ! તમે શ્રી કૃષ્ણ ॥ સ્વામી ! તમે શ્રી બુદ્ધ ॥ સ્વામી ! તમે શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ દસમો

અવતાર॥ સદ્ગોર બ્રહ્માજી ॥ તમે જીવોના છો તારણહાર ॥

સ્વામી ! તમારા ભાવે-સુભાવે એ..... જીવનાં સૂત્ર-વસ્ત્રની આશિષ કરાવે તે સ્વીકાર કરશોજી ॥ એ.......જીવે બીજાનાં અન્ન-પાણી, વસ્ત્ર, સૂત્ર લીધાં હોય તે માફ કરો ॥ સ્વામીજી ! એ.......જીવે બૂરાં કામ-ક્રોધ કીધાં હોય તે માફ કરો ॥

સ્વામીજી ! તમે જે કારજ કરતા આવ્યા તો કામ કરશો ॥ તમારા ગુણનો પાર નહીં ॥ અમારા અવગુણનો અંત નહીં ॥ સ્વામી ! તમારા નામ પર બલિહારી જાઉં ॥ તમારા નામ પર વારી જાઉં ॥ સ્વામી ! તમે જેમ કારજ નીપાયાં ॥ તેમ અમારાં કારજ નિપાવો ॥ સ્વામી ! તમારી શુભ આજ્ઞાએ ॥ ઘટપાટ સમક્ષ ॥ એ....... જીવનાં વસ્ત્ર-સૂત્રની આશિષ કરાવે તે તમે સ્વીકાર કરો ॥ મુખી-સેવકોની આશિષે સ્વીકાર કરો ॥ એ..... જીવનાં પાંચે વસ્ત્ર સ્વીકાર કરો ॥ એ..... જીવના આવાગમન દૂર કરો ॥ એ..... જીવના લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તમે સ્વામી દીન દયાળુ છો ॥ એ..... જીવ યુગે યુગનો અપરાધી છે ॥

સ્વામી ! તમે અપરાધ ક્ષમા કરનાર છો ॥ સ્વામી ! તમે દયાની દૃષ્ટિ કરો ॥ અંધારે ઘેર અજવાળાં કરો ॥ તમે જંબુદ્વીપના ધણી ॥ ચિંતા કરો એ...... જીવ તણી ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

<u>मंत्र-४६</u>

एतत्ते देवः सविता वासो ददाति भर्तवे ।
तत्त्वं यमस्य राज्ये वसानस्तार्प्यंऽ चर ॥३१॥

अथर्व वेदः कांड-१८, सूक्त-४, मंत्र-३१.

ભાવાર્થ : "મૃત પુરુષને કે જે યમલોકમાં પહોંચી ગયા છે. તેમને વસ્ત્ર અર્પણ કરવું જોઈએ."-૩૧.

---

# મંત્ર : છેતાલીસમો

## 卐 મંત્ર આઠમો : જીવને આસન-વસ્ત્ર સમર્પણ કરવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે એ..... જીવ પર દયા કરો ॥ ક્ષમા કરો ॥ કર્મ કરો ॥ વિકર્મ પરહરો ॥ તમારે કર્મે ॥ તમારે ધર્મે ॥ સકળ સંઘના સત્યે-દત્તે કરીને ॥ તમારી આશના-વાસનાઓએ કરીને ॥ તમારા વેદ વારાના અંશ પરિવારે કરીને ॥ એ...... જીવનું ઉઠાસણું સ્વીકાર કરો ॥ સ્વામી દસમા અવતારે ॥ તમે સ્વીકાર કરો ॥ શક્તિ માતાની

આશિષે ॥ તમે સ્વીકાર કરો ॥

તમે અવતાર પાત્ર-સૃષ્ટિના ધણી છો ॥ તમારા દિવ્ય સ્વરૂપની સંગતે ॥ તમારા ચરણામૃતની સંગતે ॥ એ...... જીવના અપરાધ ક્ષમા કરો ॥ એ..... જીવની આડી-વાડી હરીભરી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ તન ઘાંટીનાં વિઘ્ન હરો ॥ બાવન ઘાંટીથી પાર ઉતારો ॥ અમરપદની વાટે એ....... જીવને પહોંચાડો ॥ મૃત્યુલોકના આસનેથી ઉઠાડી અમરાપુરીના સ્થાનકે પહોંચાડો ॥ એ...... જીવની આશા પૂરો ॥ યુગે યુગના હરિ અંશ કુળ કાયમના પરિવારની સંગતે ॥ એ.....જીવને પાર ઉતારો ॥ તમે જીવોના તારણહાર છો ॥

હે સ્વામી ! તમે નારાયણ ॥ તમે નિરંજન ॥ તમે અલખ ॥ તમે અવિનાશી ॥ તમે આદ્ય વિષ્ણુ તે નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ તમે સેવકની પૂજા-પાત્રીનો સ્વીકાર કરો ॥ હે સ્વામી ! તમે ઉપન્યા ઉંચ સ્થાન ॥ સહસ્ર દ્વીપે, ભરત ખંડે, કુંવારિકા ક્ષેત્રે, કીધાં સ્થાન ॥ જેણે ગુર્જર દેશે કીધાં ઠામ ॥ તમે જ આવી વસ્યા પ્રેરણાપીઠ કુંવારિકા ધામ ॥ જેનું પાત્ર બ્રહ્મા હંસતેજજી મહારાજ નામ ॥ જે કરશે અનંત કરોડ જીવોનાં કામ ॥ એવા સદ્‌ગુરુ સ્વામી ! તમે એ........ જીવનાં વિઘ્ન પરહરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

**मंत्र-४७**

**नमो वः पितर ऊर्जे नमो वः पितरो रसाय ॥८१॥**

अथर्व वेद : कांड-१८, सूक्त-४, मंत्र-८१.

ભાવાર્થ : હે પિતૃગણ ! આપનાં અન્ન, વસ્ત્ર અને બળ વગેરે રસને અમારાં નમન છે. - ૮૧.

---

# મંત્ર : સુડતાલીસમો

## 卐 મંત્ર નવમો : જીવનાં ઉત્તર ક્રિયાનાં આસન-વસ્ત્રને છાંટ નાખવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે આદ્ય નિરંજન નિરાકાર ! તમે આદ્ય નારાયણ સ્વરૂપે ॥ તમે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર સ્વરૂપે ॥ તમે આદ્ય શક્તિ માતા સ્વરૂપે ॥ તમે આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ સ્વરૂપે ॥ સ્વામી ! તમે છો અવિનાશી ॥ તમે કરો વિઘ્નોનો નાશ ॥ તાંબાના કોટ ॥ લોહેના કમાડ ॥ નવસો નવાણું નદીઓ

સાહેબને દ્વાર ॥ કુલ અપરાધ અમારા ક્ષમા કરો ॥ ધર્મ દ્રોહ-દુષ્ટતાનો નાશ કરો ॥ વાટ-ઘાટ સોહેલી કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥

દમે દમે ॥ પગલે પગલે ॥ નારાયણ તમે ॥ આસન-વસ્ત્ર-વાસણનો સ્વીકાર કરો ॥ જંબુદ્વીપના ધણી ॥ સંગત તમારી અને આશિષ તમારી ॥ આસન, વસ્ત્ર, વાસણ રૂપી તવંગર દાન તમે સ્વીકાર કરો ॥ હે સ્વામી ! તમે સૃષ્ટિના સર્જનહાર ॥ તમને પ્રાર્થના હજારો વાર ॥ પ્રાર્થના સકળ સંઘની ॥ પ્રાર્થના ગોર ગત્‌ગંગાની ॥ જેણે વારાના સેવ્યા દેવ તેનો અમરાપુરમાં વાસ ॥ મુખે મીઠા ગ્રાસ ॥ સ્વામીજીનાં દર્શન પાસ ॥ એ........ જીવના અપરાધ ક્ષમા કરો ॥ એ...... જીવનાં આસન-વાસણ-વસ્ત્ર પવિત્ર કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ॐ

## મંત્ર-૪૮

एतास्त्वा धारा उप यन्तु सर्वाः स्वर्गे लोके मधुमत्पिन्वमाना ।
उप त्वा तिष्ठन्तु पुष्करिणीः समन्ताः ।।५।।

अथर्व वेद : कांड-८, सूक्त-३४, मंत्र-५.

सहस्रधारं शतधारमुत्समक्षितं व्यच्यमानं सलिलस्य पृष्ठे ।
ऊर्जं दुहानमनपस्फुरन्तमुपासते पितरः स्वधाभिः ।।

अथर्व वेद : कांड-१८, सूक्त-४, मंत्र-३६.

ભાવાર્થ : આ અન્ન યજ્ઞ બધા યજ્ઞોમાં શ્રેષ્ઠ છે. જે આ યજ્ઞ કરે છે તે સ્વર્ગ પ્રાપ્ત કરે છે. ત્યાં શાંતિથી યુક્ત થઈને અંતઃશક્તિથી સંપન્ન બની આનંદ પ્રાપ્ત કરે છે. ત્યાં બધા મધુર રસ તેમને અનાયાસ પ્રાપ્ત થાય છે. - ૫.

હજારો ધારાઓના સ્રોતોથી સંપન્ન, મેઘોની જેમ જળથી ભરપૂર, અંતરીક્ષના ઉપરના ભાગમાં વ્યાપ્ત, અન્ન-બળ આપનાર, ક્યારેય વિચલિત ન થનાર હવિષ્યને પિતૃગણ સ્વધાઓ સાથે આરોગે છે. - ૩૬.

# મંત્ર : અડતાલીસમો

卐 મંત્ર દસમો : જીવને ઉત્તર ક્રિયામાં દેવ થાળ ધરાવવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામીજી ! તમે સૃષ્ટિના સર્જનહાર ॥ બ્રહ્મા, વિષ્ણુ કુલ અવતાર ॥ તમે સદ્‌ગોર કાયમ રૂપ ॥ આદ્ય નિરંજન એક ને જૂજવાં રૂપ ॥ તમારું તેજ ॥ તમારું શૂર ॥ તમે સૃષ્ટિમાં ભરપૂર ॥ આગત્‌ગંગામાં અપરાધ કરો દૂર ॥ તમારાં નામ ॥ તમારાં ઠામ ॥ તમારી આજ્ઞાએ ॥ થાળ મહેમાનીનો સ્વીકાર કરો ॥ પાન ॥ ફળ ॥ ફૂલ ॥ શાક ॥ પાક ॥ અન્ન ॥ પાણી ॥ વસ્ત્ર ॥ વાસણ ॥ દમડો ॥ દોકડો ॥ કોડી ॥ બદામ ॥ રૂપા નાણું ॥ સ્વીકાર કરો ॥ મુખી સેવકોની, ગત્‌ગંગાની, સકળ સંઘની ॥ આશિષે સ્વીકાર કરો ॥

તમે દાતા ॥ તમે ભોક્તા ॥ તમારી કળા ધરો ॥ તમારી દિવ્યતાની દયા કરો ॥ ગત્‌ગંગા ॥ સકળ સંઘ પર સ્નેહની દૃષ્ટિ કરો ॥ સિંહાસન તમારું ॥ તમે બેસો ॥ તમારું આસન અવિચળ કરો ॥ તમારા વારાનું આયુધ ધરો ॥ એ..... જીવને ખુશ ખુશાલ કરો ॥ વેદ વર્તમાનનું ફળ આપો ॥ ઋષિવર સેવકોનાં પાપ કાપો ॥ ધંધા કમાઈમાં લાભ આપો ॥ મુખી સેવકોની

પ્રાર્થનાએ ॥ સકળ સંઘમાંથી દ્વૈત કાઢો ॥ જીવ *જામાને જગાડો ॥ ચલાવી ધર્મને વસાવો વાડો ॥ ઋષિવરની સેવા સ્વીકારો ॥ કર્યા તમે ॥ કરશો તમે ॥ વર્યા તમે ॥ વરશો તમે ॥

આદ્ય-અંત નિષ્કલંકી (કલ્કિ) નારાયણ કાયમ અવતાર ॥ જંબુદ્વીપમાં ગોરનર રૂપે ॥ ઋષિવર સેવકો પર દયા કરો ॥ કુલ વિઘ્ન પરહરો ॥ જે કોઈ એ...... જીવને નામે ખર્ચે વાપરે તથા ક્રિયાવ્રત કરે ॥ એ....જીવના ઉઠાસણે આશિષ ભણે ॥ ત્યાં રોકડું નાણું મૂકે ॥ તે તમારા ચરણામૃતના પ્રતાપે કરીને સ્વીકાર કરો ॥ તથા ઉઠાસણાનો સ્વીકાર કરો ॥ વિનંતી અમારી ॥ દયા દૃષ્ટિ તમારી ॥ વેગે વહેલા આવો ॥ કૃપા કરી વાડી વસાવો ॥ સોહં મહામંત્રના જપાવો અજપા જાપ ॥ તમે ઉતારો સેવકનાં પાપ ॥ મુનિવર, ઋષિવર, સેવક, નરનારી, બાળ-ગોપાળની, ચાલ્યા જીવના થાળ-પ્રસાદનો સ્વીકાર કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



* જામો = ચિરંજીવી, અમર, જેનો નાશ ન થાય તેવું

ॐ

## મંત્ર-૪૯

एतं सधस्थाः परि वो ददामि यं शेवधिमावहाज्जातवेदाः ।
अन्वागन्ता यजमानः स्वस्ति तं स्म जानीत परमेव्योऽमन् ॥१॥
जानीत स्मैनं परमे व्योऽमन् देवाः सधस्था विद लोकमत्र ।
अन्वागन्ता यजमानः स्वस्तीऽष्टापूर्तं स्म कृणुता विरस्मै ॥२॥
देवाः पितर पितरो देवाः यो अस्मि सो अस्मि ॥३॥
स पचामि स ददामि स यजे स दत्तान् मा यूषम् ॥४॥
नाके राजन् प्रति तिष्ठ तत्रैतत् प्रति तिष्ठतु ।
विद्धि पूर्तस्य नो राजन्स्स देव सुमना भव ॥५॥

अथर्व वेद : कांड-६, सूक्त-१२३, मंत्र-१,२,३,४,५.

ભાવાર્થ : સર્વજ્ઞ દેવે તમારા સ્થાન સુધી જે આત્મ શક્તિનો ખજાનો પહોંચાડ્યો છે, તે હું તને આપું છું, તેની પાછળ પાછળ યજમાન આવશે અને પરમ સ્વર્ગ ધામમાં પહોંચશે. - ૧.

સત્-કર્મ કરનારા પરમ ધામમાં સ્થિર છે, એ વાત નિશ્ચિત છે. યજ્ઞકર્તા તે જ ધામમાં પહોંચે છે. તેનું યોગ્યતાપૂર્વક હૃદયથી સ્વાગત્ કરો. - ૨.

જે પાલન કરે છે તે દેવ છે અને જે સર્વ દૈવી ભાવથી યુક્ત છે, તેઓ તો પાલન કરે જ છે. મનુષ્ય પોતાની બહારની યોગ્યતા ગમે તેટલી વધારે પરંતુ અંતરાત્માની જેટલી યોગ્ય અવસ્થા હશે તેટલી જ તેની વાસ્તવિક યોગ્યતા છે. - ૩.

હું યજ્ઞને માટે અન્ન પકવું છું, હું દાન આપું છું, હું યજ્ઞ કરું છું, હું દાન કરવામાંથી કદી નવરો ન પડું. - ૪.

સ્વર્ગ ધામમાં સ્થિર થઈ જા, આ અમારું કર્મ સ્વર્ગમાં સ્થિર રહે, પોતાની પૂર્ણતા કરવાનું જાણી લે અને ઉત્તમ મનથી યુક્ત બને. - ૫.

---

# મંત્ર : ઓગણપચાસમો

## 卐 મંત્ર અગીયારમો : જીવને રવિ મંડળ પહોંચાડવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

હે સ્વામી ! તમે આદ્ય નિરંજન નિરાકાર ॥ ૐ કારથી સર્વ વિસ્તાર ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ સાર ॥ તમે નિરંજન અનંત રૂપે કિરતાર ॥ તમે શ્રી મત્સ્ય ॥ તમે શ્રી કૂર્મ ॥ તમે શ્રી વરાહ ॥ તમે શ્રી નરસિંહ ॥ તમે શ્રી વામન ॥ તમે શ્રી પરશુરામ ॥ તમે શ્રી રામ ॥ તમે શ્રી કૃષ્ણ ॥ તમે શ્રી બુદ્ધ ॥ તમે શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ દસમો અવતાર ॥ તમે જીવોના તારણહાર ॥

જંબુદ્વીપે ॥ ભરતખંડે ॥ કુંવારિકા ક્ષેત્રને સ્થળે ॥ અથર્વવેદશું કરો જીવોનો વ્યવહાર ॥ હવે અહીં થાશે એકાકાર ॥ તમે મહાદનમાંથી

સત્‌પંથી જીવોને લેજો ઉગારી ॥ કુંવારિકા ક્ષેત્રના વરદાતાર ॥ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ સ્વામી ! એ..... જીવને તારો ॥ અમરાપુરીમાં વાસ આપો ॥ સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ આશિષે ॥ આદ્ય વિષ્ણુ નારાયણ-સૃષ્ટિના ધણી ॥ તમે ચિંતા કરો એ..... જીવ તણી ॥ દસ અવતારમાં તમે નિરંજન નિરાકારની આશિષે ॥ આદ્ય શક્તિ માતાની આશિષે ॥ ઋષિવરો અને મુનિવરોની આશિષે ॥ એ...... જીવને અમરાપુરીમાં વાસ આપો ॥ સદ્‌ગોર બ્રહ્માજી ! તમારો આડો, તમારો પાડો, તમારો વાડો ॥ એ........ જીવને ચારે ખાણી માંહેથી કાઢો ॥ એ..... જીવને મૃત્યુલોકને આસનેથી ઉઠાડો ॥ રવિ મંડળને સ્થાનકે પહોંચાડો ॥

ચતુર્વેદની દીધી શાખ ॥ સંગત તમારી ॥ સંગત તમારા નામના પ્રકાશની ॥ સંગત તમારા નીમ-કાંકણની ॥ સંગત તમારાં કર્મ-ધર્મની ॥ સંગત તમારા અંશની ॥ એ....... જીવને આસનેથી ઉઠાડો ॥ રવિ મંડળ માંહે પહોંચાડો ॥ સંગત તમારા અરવાર પરવારની ॥ સંગત તમારા મંત્ર- જાપની ॥ એ.......... જીવની માયા-મમતા છોડાવો ॥ રવિ મંડળ માંહે પહોંચાડો ॥ સંગત હરિ અંશ કુળ કાયમના અવતારની ॥ સંગત હરિ અંશ બ્રહ્મા અવતારની ॥ એ...... જીવની મમતા કાપો ॥ માયાનાં કર્મ બંધન છોડાવો ॥ એ..... જીવનાં ચારે ખાણીનાં બંધન નિવારો ॥ એ....... જીવ અનંત વાર અવતર્યો ॥ તે.....જીવનાં ફેરાનાં કર્મ બંધન છોડાવો ॥

સદ્‌ગુરુ બ્રહ્માજી ॥ આદ્ય વિષ્ણુ નારાયણ ॥ તમે એ..... જીવનો પિંડ પડ્યો છે ॥ તે... જીવને કુળ ગોત્ર માંહે

પહોંચાડો ॥ એકોતેર માઈનાં ॥ એકોતર બાપનાં ॥ સાત કુળ સાસરીનાં ॥ અરવાર-પરિવારનાં ॥ એ...... જીવ આશના-વાસના કરે ॥ એ...... જીવની આશના-વાસના દૂર કરો ॥ એ..... જીવનાં સુખ સોહેલાં કરો ॥ દુઃખ દોહેલાં દૂર કરો ॥ એ........ જીવને મૃત્યુ લોકના આસનેથી ઉઠાડો ॥ રવિ મંડળને સ્થાનકે પહોંચાડો ॥ સૂર્ય મંડળ તે રવિનાં સ્થાન ॥ ત્યાં ૠષિવર જીવોનાં કરો ઠામ ॥ એ...... જીવને કુળ ગોત્ર માંહે પહોંચાડો ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ અથર્વવેદના વાયકે સકળ સંઘને દર્શન આપો ॥ નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ભગવાન દસમો અવતાર ॥ જંબુદ્વીપના ધણી ॥ તમે આદ્ય વિષ્ણુ ॥ જીવોના તારણહાર ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥





ૐ

**मंत्र-५०**

पृष्ठात्पृथिव्या अहमन्तरिक्षमारुहमन्तरिक्षाद्दिवमारुहम् ।
दिवो नाकस्य पृष्ठात्स्व१ज्योंतिरगामहम् ॥३॥

अथर्व वेद : कांड-४, सूक्त-१४, मंत्र-३.

ભાવાર્થ : હું પૃથ્વીના પૃષ્ઠભાગથી અંતરિક્ષલોકમાં ચઢી ગયો, અંતરિક્ષમાંથી દ્યુલોક પર ચઢી ગયો. સુખમય દ્યુલોકના પૃષ્ઠ ભાગથી મેં આત્માની જ્યોતિને પ્રાપ્ત કરી. - ૩.

---

# મંત્ર : પચાસમો

## 卐 મંત્ર બારમો : જીવને સદ્‌ગતિનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે પ્રગટ ॥ સ્વામી ! તમે સૃષ્ટિના ધણી ॥ સ્વામી ! તમે શ્રી મત્સ્ય ॥ તમે શ્રી કૂર્મ ॥ તમે શ્રી વરાહ ॥ તમે શ્રી નરસિંહ ॥ તમે શ્રી વામન ॥ તમે શ્રી પરશુરામ ॥ તમે શ્રી રામ ॥ તમે શ્રી કૃષ્ણ ॥ તમે શ્રી બુદ્ધ ॥ તમે

શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ દસમો અવતાર ॥ તમે જીવોના તારણહાર ॥

જે.....જીવનું ઉઠાસણું કરે ॥ તે.....જીવના ઉઠાસણાનો તમે સ્વીકાર કરો ॥ તે.....જીવને રવિ મંડળ પહોંચાડો ॥ તે.....જીવને અનંત કરોડના મેળામાં રાખો ॥ જે... જીવ તમારો જાપ જપે તેને છોડાવો ॥ એ સર્વ રચના તમે રચી છે ॥ એ..... જીવની ચિંતા તમને છે ॥

જે..... ચાલ્યા જીવનું ઉઠાસણું કરે ॥ તે સ્વામી ! તમે સ્વીકાર કરો ॥ એ..... જીવની ચિંતા તમને છે ॥ મુખી-સેવકો-ગોરનર-ગત્‌ગંગા મળીને આશિષ કરે ॥ તે તમે સ્વીકાર કરો ॥ સંગત દશમા અવતારની ॥ સંગત કુલ ઋષિવર ગત્‌ગંગાની ॥ સંગત મુખી સેવકોની ॥ સંગત આજ કલિયુગના જાપની ॥ સંગત યતિ, સતી, સંતોષી જીવોની ॥ જે જીવ આશના વાસના રાખે તે જીવની વિનંતીનો સ્વીકાર કરો ॥ એ..... જીવનું ઉઠાસણું મુખી કરાવે ॥ તે તમે દયા-માયા લાવી સ્વીકાર કરો ॥ એ..... જીવને અમરાપુરીમાં વાસ આપો ॥ એ...... જીવ સૂક્ષ્મ જીવ છે ॥ એ સૂક્ષ્મ જીવની વિનંતી સ્વીકારો ॥ એ..... જીવનું ઉઠાસણું થાય છે ॥ તે જીવને લક્ષચોર્યાસીના ફેરા માંહેથી છોડાવો ॥ ત્યારપછી મહાદન થશે ॥ તે ફળંતર વેળામાં ત્યાં હે સ્વામી ! તમે નિજ રૂપે બેસી ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરશોજી ॥ પછી અમરાપુરમાં સ્થાન આપોજી.

હે સ્વામી ! તમે પ્રગટ છો ॥ સ્વામી ! તમે જેમ સમુદ્રમાં ભક્તો ઉગાર્યા ॥ જેમ સપ્ત ઋષિઓને તાર્યા ॥ જેમ કરણ કલ્પના ભક્તોને ઉગાર્યાજી ॥ જેમ રાજા પ્રહલાદને ઉગાર્યા ॥ જેમ રાજા

હરિશ્ચંદ્રને ઉગાર્યા ॥ જેમ રાજા યુધિષ્ઠિરને ઉગાર્યા ॥ જેમ પાંચ પાંડવોને ઉગાર્યા ॥ જેમ કાગળની નાવમાં ભક્તોને ઉગાર્યા ॥ સ્વામી ! એવી રીતે વખડી વેળામાં એ..... જીવને ઉગારોજી ॥

પ્રાર્થના ગત્ગંગાની ॥ પ્રાર્થના મુખી સેવકોની ॥ પ્રાર્થના અનંત કરોડ દેવોની ॥ પ્રાર્થના નવાણું કરોડ ઝાંખાની ॥ પ્રાર્થના છપ્પન કરોડ મેઘાની ॥ પ્રાર્થના બત્રીસ કરોડ કિન્નરની ॥ પ્રાર્થના પાંચ કરોડ પ્રહલાદની ॥ પ્રાર્થના સાત કરોડ હરિશ્ચંદ્રની ॥ પ્રાર્થના નવ કરોડી યુધિષ્ઠિરની ॥ પ્રાર્થના બાર કરોડી સદ્‌ગુરુ મહારાજની ॥ પ્રાર્થના કુલ ઋષિવરોની ॥ પ્રાર્થના સર્વ મુનિવરોની ॥

હે સ્વામી ! એ...... જીવને સૂર્યમંડળમાંથી છોડાવીને ઊર્ધ્વગતિ આપો ॥ ચંદ્ર મંડળ ॥ નક્ષત્ર મંડળ ॥ તારા મંડળ ॥ ધ્રુવ મંડળ ॥ વાયુ મંડળ માંહેથી છોડાવીને ॥ અમરાપુરી મંડળ માંહે પહોંચાડો ॥ અમરાપુરી મંડળ ત્યાં દેવ નિરંજનનો વાસ છે ॥ એ......જીવને અનંત કરોડ સાથે અમરાપુરીમાં લાડ લડાવોજી ॥ એ.....જીવને અમરાપુરીની વાટે તેજ ચાંદરણાં કરો ॥ એ..... જીવની આસના-વાસના તૃપ્ત કરો ॥ સુખ સોહેલાં કરો ॥ જંબુદ્વીપના ધણી ॥ તમે એ... સેવકનાં દુઃખ દૂર કરો ॥ જન્મ મરણના ફેરા નિવારો ॥ અમરાપુરમાં વાસ પૂરોજી ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

## મંત્ર-૫૧

य इमां देवो मेखलामाबबन्ध यः संननाह यउ नो युयोज ।
यस्य देवस्य प्रशिषा चरामः सपारमिच्छात् सउ नो विमुञ्चात् ॥१॥

अथर्व वेद : कांड-६, सूक्त-१३३, मंत्र-१.

उत देवा अवहितं देवा, उन्नयथा पुनः ।
उतागश्चक्रुषं देवा देवा जीवयथा पुनः ॥१॥

अथर्व वेद : कांड-४ सूक्त-१३, मंत्र-१.

उत्क्रामातः पुरुष माव पत्था मृत्योः पड्वीशमवमुञ्चमानः ।
मा च्छित्था अस्माल्लोकादग्नेः सूर्यस्य संदृशः ॥४॥

अथर्व वेद : कांड-८, सूक्त-१, मंत्र-४.

या आपो दिव्याः पयसा मदन्त्यन्तरिक्ष उतवा पृथिव्याम् ।
तासां त्वा सर्वासामपामभिषिञ्चामि वर्चसा ॥५॥

अथर्व वेद : कांड-४, सूक्त-८, मंत्र-५.

ભાવાર્થ : ગુરુ શિષ્યની મેખલા બાંધે છે અને એને સત્કર્મને માટે, માનો કે, તૈયાર કરે છે. એવા ગુરુના આશીર્વાદથી જે શિષ્ય વ્યવહાર કરે છે તેઓ બધાંય દુઃખોથી પાર થાય છે અને અંતે મુક્તિ પણ પ્રાપ્ત કરે છે. - ૧.

દેવતાઓ પતિત થયેલાને ફરી ઉઠાવે છે અને જે પાપ કરે છે તેમને પણ ફરીથી સુધારે છે. - ૧.

હે મનુષ્ય ! તું ઉપર ચઢ, નીચે ન પડ, મૃત્યુના પાશમાંથી પોતે પોતાને છોડાવ. દીર્ઘ જીવન પ્રાપ્ત કર અને મનુષ્યલોકથી તેમજ સૂરજના પ્રકાશથી પોતે પોતાને દૂર કરતો નહિ. - ૪.

પૃથ્વી અને અંતરિક્ષમાં જે દિવ્ય જળ છે તે સર્વના તેજથી આ રાજ્યાભિષેક રાજા પર કરવામાં આવે છે. - ૫.

---

# મંત્ર : એકાવનમો

## 卐 દીક્ષાર્થીને ગુરુ દીક્ષા આપવાનો તેમજ નવજાત શીશુ તથા વરકન્યાને કાંકણ બાંધવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે આદ્ય નિરંજન ધૂંધૂકાર ॥ જીવ પિંડના સર્જનહાર ॥ શ્રી બ્રહ્મા વાચા ॥ શ્રી વિષ્ણુ વાચા ॥ શ્રી મહેશ્વર વાચા ॥ શ્રી શિવ-શક્તિ વાચા ॥ શ્રી મત્સ્ય વાચા ॥ શ્રી કૂર્મ વાચા ॥ શ્રી વરાહ વાચા ॥ શ્રી નરસિંહ વાચા ॥ શ્રી વામન વાચા ॥ શ્રી પરશુરામ વાચા ॥ શ્રી રામ વાચા ॥ શ્રી કૃષ્ણ વાચા ॥ શ્રી બુદ્ધ વાચા ॥ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ વાચા ॥ શ્રી સદ્‌ગોર વાચા ॥

જંબુદ્વીપે, ભરતખંડે, કુંવારિકા ક્ષેત્ર માંહે ॥ આદ્ય વિષ્ણુનો થશે દશમો અવતાર ॥ તે શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ સદ્‌ગોર પાત્ર બ્રહ્મા નરહરિ ॥ અથર્વવેદના મંત્ર ભણીને એ...... જીવનાં કાંકણ બાંધીએ તો તેની કાયા તેજસ્વી થાય ॥ તે..... જીવ અમરાપુરમાં જાય ॥ તે..... જીવ લખચોર્યાશીના ફેરાથી છુટે ॥ અમર આસને બેસે ॥ મન મણકા અમારા ॥ ગજ સિક્કા તમારા ॥ તે...... જીવને કમળા કુંવરની સંગતમાં રાખો ॥ તેત્રીસ કરોડના મેળા આપો ॥

ચંદ્ર, સૂર્ય, પવન, પાણી, જમીન, આસમાન ॥ અષ્ટ કુળ પર્વત ॥ નવ કુળ નાગ ॥ બાર કુળ મેઘ ॥ ચાર ખાણ ॥ ચાર વાણ ॥ ચાર વેદ ગ્રંથ ॥ તેત્રીસ કરોડ દેવતાઓએ પૂરી શાખ ॥ ત્રિલોકની દીધી વાચા ॥ સ્વામી ! તમારે નીમ કાંકણે ॥ તમારે કર્મે ॥ તમારે ધર્મે ॥ એ..... જીવને સત્‌પંથના માર્ગમાં રાખો ॥ ગોરનરનાં દર્શન આપો ॥ એ..... જીવના અપરાધ ક્ષમા કરો ॥ અમરાપુરમાં વાસ આપો ॥ એ..... જીવની ચિંતા તમને છે ॥ સ્વામી ! એ...... જીવને પાવન કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

## મંત્ર-૫૨

इन्द्रस्य कुक्षिरसि सोमधान आत्मा देवानामुत मानुषाणाम् ।
इह प्रजा जनय यास्त आसु या अन्यत्रेह तास्ते रमन्ताम् ।।१।।

अथर्व वेद : कांड-७, सूक्त-१११, मंत्र-१.

शुम्भनी धावापृथिवी अन्तिसुम्ने महिव्रते ।
आपः सप्त सुस्त्रुवुर्देवीस्ता नो मुञ्चन्त्वंहसः ।।१।।
मुञ्चन्तु मा शपथ्या३दथो वरुण्याऽदुत ।
अथो यमस्य पड्वीशाद् विश्वस्माद् देवकिल्बिपात् ।।२।।

अथर्व वेद : कांड-७, सूक्त-११२, मंत्र-१, २.

य इमां देवो मेखलामाबबन्ध यः
संननाह यउ नो युयोज ।
यस्य देवस्य प्रशिषा चरामः
सपारमिच्छा सउ नो वि मुञ्चात् ।।१।।

अथर्व वेद : कांड-६, सूक्त-१३३, मंत्र-१.

ભાવાર્થ : "મનુષ્ય ઈંદ્ર અર્થાત્ ઈંદ્રિઓને શક્તિ આપવાવાળા આત્માનું ભોગ સંગ્રહ કરવાનું માનો કે પેટ જ છે. એ પેટમાં સોમાદિ વનસ્પતિઓનો સંગ્રહ કરવામાં આવે, અર્થાત્ શાકાહાર કરવામાં આવે. માંસાહાર સર્વથા નિષિદ્ધ છે, એવો પરિશુદ્ધ મનુષ્ય આ જગતમાં ઉત્તમ સંતાન ઉત્પન્ન કરે. પ્રજા પોતાના દેશમાં રહે યા પરદેશમાં રહે. ગમે ત્યાં રહે ત્યાં આનંદથી રહે, સુખ અને ઐશ્વર્ય ભોગવે, સુખપૂર્વક રહે."-૧.

"આ દ્યુલોક અને પૃથ્વીલોક મોટા સુખકારક છે. અહીં વહેનારી સાત નદીઓ અમને બધા પાપમાંથી અને બધા પ્રકારના કાયિક, વાચિક, દોષોથી બચાવે.

આધ્યાત્મિક પક્ષમાં સાત પ્રવાહ, પંચ જ્ઞાનેન્દ્રિય અને મન તથા બુદ્ધિ આ છે. આત્મામાંથી આ સાત નદીઓ આ પ્રકારે વહે છે. (૧) આકાશઃશબ્દ-શ્રોત્ર (૨) વાયુઃસ્પર્શ-ત્વચા (૩) તેજઃરૂપ-નેત્ર (૪) જલઃરુચિ, રસ-જિવ્હા (૫) પૃથ્વીઃગંધ-નાસિકા (૬) વ્યક્તિત્વઃવ્યક્તિભાવ-અહંકાર (૭) વિદ્યુતઃઈંદ્રતત્ત્વ-વિચાર-મન.

આ સાત પ્રવાહો અમને પાણીથી બચાવે અને પાપ મુક્ત કરે. નિઃસંદેહ આ સાત નદીઓ પાપથી બચાવવાવાળી છે.'' - ૧,૨.

''ગુરુ શિષ્યની મેખલા બાંધે છે અને એને સત્કર્મને માટે તૈયાર કરે છે. એવા ગુરુના આશીર્વાદથી જે શિષ્ય વ્યવહાર કરે છે તેઓ બધાંય દુઃખોથી પાર થાય છે અને અંતે મુક્તિ પણ પ્રાપ્ત કરે છે. - ૧.

---

# મંત્ર : બાવનમો

## 卐 વર કન્યાને આશીર્વાદ આપવાનો મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ગોર વાચા ॥ નર વાચા ॥ રુદ્ર શક્તિ વાચા ॥ બ્રહ્મા વાચા ॥ વિષ્ણુ વાચા ॥ મહેશ્વર વાચા ॥ આદ્ય નારાયણ વાચા ॥ સત્ વાચા ॥ દત્ત વાચા ॥ વેદ વાચા ॥ આદ્ય અંશ સત્પંથની વાચા ॥ વેદ અંશ પરિવારની વાચા ॥ નવ ખંડ પૃથ્વીની વાચા ॥ ચોવીસ મુલકની વાચા ॥ અષ્ટ કુળ પર્વતની વાચા ॥ નવ કુળ નાગની વાચા ॥ બાર કુળ મેઘની વાચા ॥ સાત સાહેરની વાચા ॥ નવસો નવ્વાણું નદીઓની વાચા ॥ ચાર ખાણ, ચાર વાણની વાચા ॥ ચાર વેદ ગ્રંથની વાચા ॥ અઢાર ભાર વનસ્પતિની

વાચા ॥ ચંદ્ર સૂર્યની વાચા ॥ નવ લાખ તારાની વાચા ॥ ચૌદ ભુવનના દેવલોકની વાચા ॥ અગ્નિ, તેજ, અન્ન દેવની વાચા ॥ નીલવર્ણ ધૂંધૂકારની વાચા ॥ કરણ કલ્પની વાચા ॥ જડ બંધન યુગની વાચા ॥ ઈંડ છેદનની વાચા ॥ દયા-ક્ષમાની વાચા ॥ યતિ-સતીની વાચા ॥ સંતોષી જીવોની વાચા ॥ અડસઠ તીરથની વાચા ॥ નવનાથ ચોર્યાસી સિદ્ધની વાચા ॥ અઠ્યાસી સહસ્ત્ર ઋષિઓની વાચા ॥ સંતો-ભક્તોની વાચા ॥

નવાણું કરોડ ઝાંખાની વાચા ॥ છપ્પન કરોડ મેઘાની વાચા ॥ બત્રીસ કરોડ કિન્નરની વાચા ॥ પાંચ કરોડ પ્રહલાદની વાચા ॥ સાત કરોડ હરિશ્ચંદ્રની વાચા ॥ નવ કરોડ યુધિષ્ઠિરની વાચા ॥ બાર કરોડ સદ્‌ગુરુની વાચા ॥ અનંત કરોડ કમળાકુંવરની વાચા ॥ સાત દેવદૂતોની વાચા ॥ ચોસઠ લાખ જોગણીઓની વાચા ॥ હરિ અંશ કુળ કાયમના અવતારની વાચા ॥

આદ્ય ઉનાદ ૐ કારની વાચાએ ॥ સત્‌પંથ ધર્મનો સદ્‌ગોરે કીધો વિસ્તાર ॥ આદ્ય સત્‌પંથની સ્થાપના કરી ॥ વેદ વાયકે તો આવ્યા હરિ ॥ સ્થાપના કરીને દેખાડ્યા ધર્મ ॥ ઋષિવર જીવોનાં ઉતારવા કર્મ ॥ પહેલાં સજર્યા વેદને વાણ ॥ પછી સર્જી ચારે ખાણ ॥ જે જીવ સત્‌પંથે આવી મળીયા ॥ તેના આવાગમનના ફેરા ટળીયા ॥ આજ્ઞા તમારી ॥ સત્ - દત્ત વાચા તમારી ॥ પ્રાર્થના-વિનંતી સુણો અમારી ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

मंत्र-५३

पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।
पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ॥१॥
पवमानः पुनातु मा क्रत्वे दक्षाय जीवसे ।
अथो अरिष्टा तातये ॥२॥
उभाम्यां देव सवितः पवित्रेण सवेन च ।
अस्मान् पुनीहि चक्षसे ॥३॥

अथर्व वेद : कांड-६, सूक्त-१९, मंत्र-१,२,३.

ભાવાર્થ : પોતાની કાર્ય શક્તિ, શારીરિક તથા માનસિક શક્તિ અને દીર્ઘાયુ વધારવાને માટે અને કલ્યાણની પ્રાપ્તિને માટે વિચાર તેમજ આચારની પવિત્રતાથી પોતે પોતાની પવિત્રતાની વૃદ્ધિ દરેક મનુષ્યે કરવી યોગ્ય છે, તે કાર્યને માટે આ ઉત્તમ પ્રભુ પ્રાર્થના છે. જે મનોભાવથી આ પ્રાર્થના કરશે, તેની પવિત્રતા જરૂર વૃદ્ધિ પામશે, તેમાં કોઈ સંદેહ નથી. - ૧,૨,૩.

---

# મંત્ર : ત્રેપનમો

## 卐 સ્ત્રીને છાંટ નાખી લાઈ-સૂતક ઉતારવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ આદ્ય નિરંજન ધૂંધૂકાર ॥ તમે સરજી મૂરત ચાર ॥ તમે સૃષ્ટિના સર્જનહાર ॥ તમે કીધા વેદ વિસ્તાર ॥ સ્વામી ! તમે ધર્યા અવતાર ॥ અથર્વવેદમાં સચરાચર ॥ ખાણી વાણી ને સર્જ્યા વેદ ॥ તમે સર્જ્યા અમર ભેદ ॥ અમર ભેદની અમર કાયા ॥ આદ્ય અંતે દિવ્ય તેજ નિપાયા ॥ દિવ્ય તેજથી નિર્મળ જીવ નિપાયા ॥ સ્વામી ! તમથી ઉપન્યા તમમાં સમાયા ॥

સૂતક ટાળો ॥ પાતક બાળો ॥ ચરણામૃતથી જીવના પિંડ પખાળો ॥ સદ્‌ગુરુ સ્વામી ॥ છાંટ નાખો ॥ છોત ઉતારો ॥ પાપની પોઠ ઉતારો ॥ દિવસ ચાર, સાત, અગિયાર ને ચાલીસ દિવસનાં ॥ સૂતક પાતક પ્રાયશ્ચિત્ત ઉતારો ॥ જરાયુજ ખાણીમાં મનુષ્ય અવતાર ॥ તમે ઉતારો સેવકનો ભાર ॥ પર અન્ન ॥ પર જળ ॥ દુનિયા તણો વ્યવહાર ॥ તમે ચરણામૃત થકી કરો ઉદ્ધાર ॥ સૂતક ટાળો ॥ પાંચે પાતક બાળો ॥

સાચો જૂઠો, ભૂલ્યો, ચૂક્યો ॥ વાચા-વચને વેદ હીણો, ઉણિયાચારી ॥ અવગુણ પાતકે ભર્યો ॥ પાંચે પાતક દૂર કરો ॥ વારો વાર લગી પાવન કરો ॥ સોહં મહામંત્રના જપાવો અજપા જાપ ॥ તમે ઉતારો સેવકનાં પાપ ॥ ગત્‌ગંગાને સકળ સંઘ ॥ અનેક વર્ણને એક જ અંગ ॥ ચરણામૃતથી પાતક દૂર કરો ॥ સદ્‌ગોર શ્રી હંસતેજજી મહારાજ ॥ તમે જીવોના તારણહાર ॥ તમે સેવકને આપો દર્શન ॥ એ..... સેવકને પાવન કરો ॥ એ...... સેવકના અપરાધ ક્ષમા કરો ॥ જંબુદ્વીપના ધણી ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

मंत्र-५४

पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।
पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ॥१॥
पवमानः पुनातु मा क्रत्वे दक्षाय जीवसे ।
अथो अरिष्टा तातये ॥२॥
उभाम्यां देव सवितः पवित्रेण सवेन च ।
अस्मान् पुनीहि चक्षसे ॥३॥

अथर्व वेद : कांड-६, सूक्त-१९, मंत्र-१,२,३.

ભાવાર્થ : પોતાની કાર્ય શક્તિ, શારીરિક તથા માનસિક શક્તિ અને દીર્ઘાયુ વધારવાને માટે અને કલ્યાણની પ્રાપ્તિને માટે વિચાર તેમજ આચારની પવિત્રતાથી પોતે પોતાની પવિત્રતાની વૃદ્ધિ દરેક મનુષ્યે કરવી યોગ્ય છે, તે કાર્યને માટે આ ઉત્તમ પ્રભુ પ્રાર્થના છે. જે મનોભાવથી આ પ્રાર્થના કરશે, તેની પવિત્રતા જરૂર વૃદ્ધિ પામશે, તેમાં કોઈ સંદેહ નથી. - ૧,૨,૩.

---

# મંત્ર : ચોપનમો

## 卐 પુરુષને છાંટ નાખી સૂતક ઉતારવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

દેવ પાવન ॥ ચરણામૃત પાવન ॥ નિરંજન નારાયણ નામ પાવન ॥ પંચ દેવ પાવન ॥ ચૌદ ભુવન પાવન ॥ સપ્ત ઋષિ પાવન ॥ બાર કુળ મેઘ પાવન ॥ તમારાં નામ પાવન ॥ તમારાં ઠામ પાવન ॥ તમારા નામ અને ચરણામૃતના પ્રતાપે કરીને એ..... જીવ પાવન ॥

ધરતી આસમાન પાવન ॥ પવન પાણી પાવન ॥ ચંદ્ર-સૂર્ય પાવન ॥ તારા મંડળ પાવન ॥ ધ્રુવ મંડળ પાવન ॥ અષ્ટકુળ પર્વત પાવન ॥ નવ કુળ નાગ પાવન ॥ સાત સમુદ્ર પાવન ॥ નવસો નવાણું નદીઓ પાવન ॥ તમારા નામ અને ચરણામૃતના પ્રતાપે કરીને સેવક પાવન ॥

નવ નાથ, ચોર્યાસી સિદ્ધ પાવન ॥ અઠ્યાસી સહસ્ર ઋષિ પાવન ॥ એક લાખ એંસી હજાર સંત મહાત્મા પાવન ॥ હરિ અંશ કુળ કાયમના અવતાર પાવન ॥ અડસઠ તીર્થ પાવન ॥ નવાણું કરોડ ઝાંખા પાવન ॥ છપ્પન કરોડ મેઘા પાવન ॥ બત્રીસ કરોડ કિન્નર પાવન ॥ તેત્રીસ કરોડ દેવતા પાવન ॥ અનંત કરોડ દેવો પાવન ॥ તમારા ચરણામૃતના પ્રતાપે કરીને સેવકો પાવન ॥ ચરણામૃતની છાંટ થકી સેવકને કરો પાવન ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

**मंत्र-५५**

विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे ।
इन्द्रस्य युज्यः सखा ॥६॥
तद् विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीऽव चक्षुराततम् ॥७॥

अथर्व वेद : कांड-७, सूक्त-२६, मंत्र-६,७.

ભાવાર્થ : હે લોકો ! આ સર્વ વ્યાપક પરમેશ્વરના આ ચમત્કાર જુઓ ! જેના પ્રભાવથી તેના સર્વ વ્રતો યથા યોગ્ય રીતિથી ચાલી રહ્યાં છે. પ્રત્યેક જીવનો તે પરમેશ્વર એક ઉત્તમ, પરમ મિત્ર છે. - ૬.

જે રીતે દ્યુલોકમાં સૂર્યને સર્વ લોકો જુએ છે, તે પ્રમાણે જ્ઞાની લોકો તેને હંમેશાં જોયા કરે છે, અર્થાત્ તે ઈશ્વર તેમને તે પ્રકારે પ્રત્યક્ષ થાય છે. - ૭.

---

# મંત્ર : પંચાવનમો

## 卐 કળશ ઉપરથી અક્ષત ઉતારવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

આખે જીવ રાખે ॥ તો જીવ તણો હોય ઉદ્ધાર ॥ સૃષ્ટિના સર્જનહાર ॥ જમડા રૂઠ્યા શું કરે ॥ જીસકા બેલી કિરતાર ॥ કર્તાને

માનો ॥ કળશને નમો ॥ કળશને દીજે બહુ માન ॥ તેત્રીસ કરોડી દેવ આવીયા ॥ તે ધરતા સ્વામીનું ધ્યાન ॥ સેવા કરે ॥ તે સફળ હોવે ॥ સ્વામી કરો સ્વીકાર ॥ નર નારાયણ ભેટીયા ॥ હાજર આદ્ય સદ્‌ગોર સ્વામી ॥

જે જીવ પરમાત્માને મળ્યા ॥ તેના આવાગમનના ફેરા ટળ્યા ॥ કાયા જમીન ॥ જીવ અમર ॥ અમરાપુર વાસ ॥ સદગુરુ મળે તો દર્શન નારાયણનાં થાય ॥ અમરગોઠ અમરાપુરી સદ્‌ગુરુ મળે તો જાય ॥ અહીં કરણી કમાઈએ તો દર્શન સ્વામીજીનાં થાય ॥ ૐ નમો શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ જનાર્દનમ્ ॥ અલખ નિરંજન ॥ પિતાંબર ॥ કેશવ ॥ માધવ ॥ દામોદર ॥ મધુસૂદન ॥ ગરુડધ્વજ ॥ આદ્ય વિષ્ણુ નારાયણ દેવ ॥ ૐકાર મધ્યે સેવ ॥ છત્રીસ યુગ ચોર્યાસી ચોકડી તમ મધ્યે ॥ આદ્ય બુદ્ધ શ્રેષ્ઠ નામ જપાવ્યાં ॥ આદ્ય અંતના સ્વામી તમે છો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

<u>मंत्र-५६</u>

पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।
पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ॥१॥

पवमानः पुनातु मा क्रत्वे दक्षाय जीवसे ।
अथो अरिष्टतातये ॥२॥

उभाभ्यां देव सवितः पवित्रेण सवेन च ।
अस्मान् पुनीहि चक्षसे ॥३॥

अथर्व वेद : कांड-६, सूक्त-१९, मंत्र-१, २, ३.

ભાવાર્થ : પોતાની કાર્ય શક્તિ, શારીરિક તથા માનસિક શક્તિ અને દીર્ઘાયુ વધારવાને માટે અને કલ્યાણની પ્રાપ્તિને માટે વિચાર તેમજ આચારની પવિત્રતાથી પોતે પોતાની પવિત્રતાની વૃદ્ધિ દરેક મનુષ્યે કરવી યોગ્ય છે, તે કાર્યને માટે આ ઉત્તમ પ્રભુ પ્રાર્થના છે. જે મનોભાવથી આ પ્રાર્થના કરશે, તેની પવિત્રતા જરૂર વૃદ્ધિ પામશે, તેમાં કોઈ સંદેહ નથી. - ૧,૨,૩.

# મંત્ર : છપ્પનમો

## 卐 ગત્‌ગંગા પર છાંટ નાખી નમસ્કાર કરવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે આદ્ય નિરંજન નિરાકાર ।। નિષ્કલંકી (કલ્કિ) નારાયણ રૂપે ।। ત્રણ મૂરતનાં એક રૂપ ।। આદ્ય પુરુષથી ૐ કાર ।। તમે સૃષ્ટિના સર્જનહાર ।। છેદી ઇંડ રચ્યો સંસાર ।। ત્રણ મૂરતનો એક વિચાર ।। સાતે સાગર એકાકાર ।। ખગોળ ભૂગોળ માંહે સચરાચર ।।

સ્વર્ગ ।। મૃત્યુ ।। પાતાળ ।। જળ ।। સ્થળ ।। પર્વત ને સમુદ્ર સાત ।। જમીન ।। સ્થાવર ।। જંગમ ।। ગામ ।। સીમ ।। વૈભવ ।। નગરે ।। નવખંડે ।। ચોર્યાસી મુલકે ।। એકવીસ બ્રહ્માંડે ।। માયા વસુંધરા તમે રચી છે ।। આસન ।। સિંહાસન ।। ઘટ પાટે ।। એક મૂરત ત્રણ દેવ મળી ।। કળશ માંહે કળા ધરી ।। સ્વામી ! તમે અમીરસની છાંટ નાખો ।। તમારા જીવોને તમારી શરણમાં રાખો ।।

।। સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ।।

।। ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ।।

• • •

ॐ

## मंत्र-५७

ता अपः शिवा अपोऽयक्ष्मंकरणीरपः ।

यथैव तृप्यते मयस्तास्त आ दत्त भेषजीः ॥५॥

अथर्व वेद : कांड-१९, सूक्त-२, मंत्र-५.

ભાવાર્થ : "હે યજમાનો ! તમે તે જળને શિવ સ્વરૂપ પવિત્ર બનાવો, જે આપો. દૈવી જળ યક્ષ્ય ક્ષય રોગ દૂર કરનારાં છે. જે જળ ભય નિવારણ રોગને દૂર કરવાના ઉપચાર રૂપે ઉપયોગમાં લેવાય છે તે પ્રકારનાં શુદ્ધ જળ તમે ગ્રહણ કરો. - ૫.



# મંત્ર : સત્તાવનમો

## 卐 ઋષિવરને મુખે (ચહેરા પર) છાંટ નાખીને ચરણામૃત પીવાનો મંત્ર 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

અથર્વવેદી કાયમ પાયા ॥ અજપા જાપથી અમર કાયા ॥ આદ્ય અંતે દર્શન આપો ॥ ધર્મ સલામત રાખો ॥ વિશ્વાસ અખંડ રાખો ॥ સત્ય સબૂરી આપો ॥ કરોડ કરોડ અપરાધ કાપો ॥ ખોળે તે છુટે ॥ ડરે તે તરે ॥ ચરણામૃત નિષ્કલંકી (કલ્કિ) નારાયણનું જે ઋષિવર પીએ ॥ તે જીવ અનંત કરોડની સંગતમાં મળે ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥
॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

**मंत्र-५८**

**शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभि स्त्रवन्तु नः ॥१॥**

**शं नः आपो धन्वन्या ३ः शमु सन्त्वनूप्याः ।**
**शं नः खनित्रिमा आपः शमुयाः कुम्भ आभृताः शिवा नः सन्तु वार्षिकीः ॥४॥**

अथर्व वेद : कांड-१, सूक्त-६, मंत्र-१,४.

ભાવાર્થ : દિવ્ય જળ અમને પીવા મળે અને અમારું સુખ વધારે. - ૧.

મરુ દેશનું, જલમય દેશનું, કૂવાનું, વરસાદનું તેમજ ઘડામાં ભરી રાખેલું પાણી અમારું સુખ વધારનારું થાય. - ૪.

---



# મંત્ર : અઠ્ઠાવનમો

## 卐 મુખી મહારાજને ચરણામૃત પીવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

તમે દેવ નિરંજન નિરાકાર ॥ તે નિષ્કલંકી (કલ્કિ) નારાયણ દશમો અવતાર ॥ હે ઈશ્વર ! યુગો યુગના બ્રહ્માજી ॥ તમે ચરણામૃતની છાંટથી ॥ સપ્ત પાતાળ, એકવીસ બ્રહ્માંડના બાંધ્યા બંધ ॥ તે ચરણામૃતથી બાંધ્યા બંધ ॥ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર ॥ કળશમાં કળા ધરી બેઠા ॥ તે ચરણામૃતની છાંટના બાંધ્યા ॥

સ્વામી ! તમે હરિ અંશના હંસ રાજા ॥ પરદેવના ટોળ ॥ ૐ કારે વસે સ્વામીજી ॥ પાતાળે દેવતા ॥ જમીન, આસમાન, પવન, પાણી, ગુપ્તી, પ્રગટી ॥ કુળ માંહે ॥ ગોત્ર માંહે ॥ આણી વેળાએ ॥ જે કોઈ તમારાં ચરણામૃતની વાસના કરે ॥ તે જીવની આશ પૂરો ॥ આદ્ય બ્રહ્માએ ઘટપાટ સ્થાપ્યા ॥ ચારે દિશાએ ફેરવી દુહાઈ ॥ અનંત રૂપે ચરિત્ર કીધાં ॥ કર્તા મૂરત સોઈ ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

## મંત્ર-૫૯

यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।
ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥१॥
यज्ञो बभूव स आ बभूव स प्रजज्ञे स उ वावृधे पुनः ।
स देवाना मधिपतिर्बभूव सो अस्मासु द्रविणमा दधातु ॥२॥
यद्देवा देवान्हविषायजन्तामर्त्यान्मनसामर्त्येन ।
मदेम तत्र परमे व्योऽमन्पश्येम तदुदितौ सूर्यस्य ॥३॥

अथर्व वेद : कांड-७, सूक्त-५, मंत्र-१,२,३.

ભાવાર્થ : શ્રેષ્ઠ યાજક પોતાના આત્માના યોગથી, પરમાત્માની ઉપાસના કરે છે. તે માનસોપાસનાની યજ્ઞવિધિ સર્વથી શ્રેષ્ઠ છે અને મુખ્ય છે. આ પ્રકારની ઉપાસના કરનારા શ્રેષ્ઠ ઉપાસકો જ તે સુખપૂર્ણ સ્વર્ગધામને પ્રાપ્ત કરે છે કે જ્યાં પૂર્વકાળથી સાધન સંપન્ન રહેનારા રહે છે. - ૧.

આ માનસોપાસના રૂપી યજ્ઞ પ્રથમ પ્રગટ થયો, તે સર્વત્ર ફેલાયો, તેણે સર્વને જાણ્યું અને ત્યાર પછી તે ઘણો જ વધી ગયો, માનો કે તે સર્વ ઉપાસકોનો સ્વામી બની ગયો. આ યજ્ઞ અમને ધન અર્પણ કરે. - ૨.

યાજકોએ જ્યારે પોતાની અમર્ત્ય શક્તિથી યુક્ત બનેલા મનથી અમર દેવોની ઉપાસના કરી ત્યારે તેમને આનંદ પ્રાપ્ત થયો, જેવી રીતે સૂર્યોદય થવાથી પ્રકાશ પ્રાપ્ત થાય છે તેવી રીતે યજ્ઞથી સર્વને આનંદ મળ્યો. -૩.

# મંત્ર : ઓગણસાઇઠમો

## 卐 કળશ વિસ્થાપન કરવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ૐ કાર ।। ૐ નમો શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ।। મન હેતે બાંધ્યા જળ કુંભે રહે ।। જળે બાંધ્યા કુંભ છે ।। કુંભે બાંધ્યા જળ રહે ।। અને જળ વિના કુંભ ન હોય ।। જ્ઞાને બાંધ્યા મન જોએ ।। ગુરુ વિના જ્ઞાન ન હોય ।। આદ્ય કુંભ કળશની ઘડી ।। તે ઉત્પત્ત જળ વડે ભરી ।। તે આદ્ય કુંભ સદા ઉત્તમ ઉપન્યા ।। તે કુંભની પૂજા પરિવર્તતે હો સ્વામી ।। તે સદ્‌ગોર દર્શન બુજંતે હો સ્વામી ।। ૐ કારે આદ્ય ઉનાદે હરિ ।। તે જીવો કારણે ભયે ગોર બ્રહ્મા ।। તે મહા બલવંત દેવતા ।। આજ કલિયુગમાં હરિ અલખ નિરંજન અવતાર પાત્ર ।। તે નર ઉત્તમ ઉપન્યા હો સ્વામી ।। જે માનંતે ।। જે પૂજંતે ।। તે લહેતવમ્ ।। મહેર મહેલમ્ ।। અમર ભોજનમ્ ।। અમરાપુર વાસમ્ ।। જે ના માનંતે ।। ના પૂજંતે ।। તે જીવ જાવંતે ઘોર અંધારે ।। તે જીવ ભવોભવ બુડંતે હો સ્વામી ।। એ છે સદ્‌ગુરુની વાચા ।।

પહેલા કર્તાયુગમાં ચાર સ્વરૂપ ।। શ્રી મત્સ્ય ।। શ્રી કૂર્મ ।। શ્રી વરાહ ।। શ્રી નરસિંહ ।। બીજા ત્રેતાયુગમાં ત્રણ સ્વરૂપ ।।

શ્રી વામન ॥ શ્રી પરશુરામ ॥ શ્રી રામ ॥ ત્રીજા દ્વાપર યુગમાં બે સ્વરૂપ ॥ શ્રી કૃષ્ણ ॥ શ્રી બુદ્ધ ॥ આજ કલિયુગમાં એક સ્વરૂપ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણ ॥ ઘટ-પાટ સ્થાપી ॥ ઋષિ ઉદ્ધાર્યા ॥ દૈત્ય ચાંપ્યા પાતાળ ॥

એણી ચરણામૃતે સીધ્યા રાય પ્રહ્‌લાદ ॥ પાંચ કરોડ જીવોનાં તો સર્યાં કાજ ॥ એણી ચરણામૃતે સીધ્યા રાય હરિશ્ચંદ્ર ॥ ગુરુને વચને મૂક્યાં રાજ ॥ સાત કરોડ જીવોનાં તો સર્યાં કાજ ॥ એણી ચરણામૃતે સીધ્યા યુધિષ્ઠિર રાય ॥ પાંચ પાંડવે છોડ્યાં રાજ ॥ નવ કરોડ જીવોનાં તો સર્યાં કાજ ॥ એણી ચરણામૃતે સીધ્યા સદ્‌ગુરુ મહારાજ ॥ કાગળનાં કીધાં જહાજ ॥ બાર કરોડનાં તો સર્યાં કાજ ॥ નીમે* જળ ॥ નીમે સ્થળ ॥ નીમે બાંધી પાળ ॥ સદ્‌ગોર બ્રહ્મા બેઠા જંબુદ્વીપે ॥ કુંવારિકા ક્ષેત્રે ॥ ઘટ-પાટ પખાળ્યા ॥ ઘટ-પાટ સ્થાપી ॥ ઋષિ ઉદ્ધાર્યા ॥ દૈત્ય ચાંપ્યા પાતાળ ॥ સ્વામી ! સાચા તમને નમસ્કાર ॥ યેહી ચરણામૃતકા યેહી વિચાર ॥ સદ્‌ગોર કથંતે ॥ શ્રી સ્વામીજીની વાચા ॥ ગગન મંડળમાં* અમીરસ* હોય ॥ ત્યાં નિરંજનકા વાસા ॥ સુગરા હોય સો ભરભર પીએ ॥ નુગરા જાય પ્યાસા* ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



---

* નીમે = ટેક, અડગ નિશ્ચય. * ગગન મંડળ = દસમું દ્વાર. * અમીરસ = અમૃત. * પ્યાસા = તરસ્યા.

ॐ

## મંત્ર-૬૦

जितमस्माकमुद्भिन्नमस्माकमृतमस्माकं तेजोऽस्माकं ब्रह्मास्माकं स्वऽरस्माकं ।
यज्ञोऽस्माकं पशवोऽस्माकं प्रजा अस्माकं वीरा अस्माकम् ।

तस्मादमुं निर्भजामोऽमुमामुष्यायणममुष्याः पुत्रमसौ यः ।
स ग्राह्याः पाशान्मा मोचि ।
तस्येदं वर्चस्तेजः प्राणमायुर्नि वेष्टयामीदमेनमधराञ्चं पादयामि ॥१॥

अथर्व वेद : कांड-१६, सूक्त-८, मंत्र-१

ભાવાર્થ : અમારો વિજય થાઓ, અમારો ઉદય થાઓ, અમારું સત્ય થાઓ, અમારું તેજ વધો, અમારું જ્ઞાન વધો, અમારો આત્મ પ્રકાશ વધો, અમારો યજ્ઞ સફળ થાઓ, અમારી પાસે પશુઓ રહો, અમારી પ્રજા સંતાન વૃદ્ધિ પામો, અમારામાં વીરો ઉત્પન્ન થાઓ. - ૧.

# મંત્ર : સાઇઠમો

## 卐 પાટ વિસ્થાપન કરવાનો મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઇંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! સાચા તમે ॥ પવિત્ર તમે ॥ આદ્ય તમે ॥ અંત તમે ॥ પ્રગટ તમે ॥ ગુપ્ત તમે ॥ દાતાર તમે ॥ ઈશ્વર તમે ॥ કાયમ તમે ॥ કિરતાર તમે ॥ દયાનિધિ તમે ॥ દયામય તમે ॥ તમે કરો તે થાય ॥ તમારે મંદિરે-દ્વારે જે કોઈ આવે ॥ સકળ સંઘને ભાવે ॥ અમારા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધ ના કરાવશો ॥ પાંચ, સાત, નવ, બાર, તેત્રીસ કરોડના મેળા આપો ॥ લાખ ચોર્યાસીના ફેરા ટાળો ॥ સકળ સંઘને દર્શન આપો ॥ સેવક ક્ષુધાર્થી, પેટાર્થી છે ॥ અમારા સર્વ અપરાધ ક્ષમા કરો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

## મંત્ર-૬૧

अग्ने चरुर्यज्ञियस्त्वाध्यरुक्षच्छुचिस्तपिष्ठस्तपसा तपैनम् ।
आर्षेया दैवा अभिसंगत्य भागमिमं तपिष्ठा ऋतुभिस्तपन्तु ॥१६॥

अथर्व वेद : कांड-११, सूक्त-१, मंत्र-१६.

इम मोदनं नि दधे ब्राह्मणेषु विष्टारिणं लोकजितं स्वर्गम् ।
स मे मा क्षेष्ट स्वधया पिन्वमानो
विश्वरूपा धेनुः कामदुधा मे अस्तु ॥८॥

अथर्व वेद : कांड-४, सूक्त-३४, मंत्र-८.

ભાવાર્થ : આ અન્ન પવિત્ર, નિર્મળ અને તેજ વધારનારું છે, આ અન્ન દેવતાઓને અર્પણ કરવામાં આવે અને તેથી સંગઠિત બની પોતાનો તપ પ્રભાવ વધારે. - ૧૬.

આ અન્નનો દાન રૂપી યજ્ઞ કરવાથી અને આ અન્ન જ્ઞાનીઓને આપવાથી કોઈ પણ પ્રકારની હાનિ થતી નથી. પોતાની શક્તિથી તૃપ્તિ થવાની અવસ્થા પ્રાપ્ત થવાના કારણે જાણે બધી કામનાઓ પૂર્ણ કરનારી કામધેનુ જ પ્રાપ્ત થાય છે. - ૮.

# મંત્ર : એકસઠમો

## 卐 ભોજન તથા પ્રસાદ જમવાનો મંત્ર. 卐

### આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે સૃષ્ટિના સર્જનહાર ॥ થાળ મહેમાની ॥ તમારે ભાવે સુભાવે ॥ તમારે નિમિત્તે ॥ તમારે ભોજન સ્થળે સ્વીકાર કરો ॥ અન્ન પાણીના આહાર ॥ પાન ફૂલના ભોક્તા ॥ સકળ સંઘ ઉપર દયાની દૃષ્ટિ કરો ॥ તમારું તેજ પ્રગટ કરો ॥ સેવક પર દયાની દૃષ્ટિ કરો ॥

અનંત જીવ તપ કરી આવ્યા ॥ એમ દેવ વેદ વાયક ભાખંતે ॥ સદ્‌ગુરુએ હેત કર્યા ॥ તે ચતુર વેદી બ્રહ્મા ॥ સ્વામી ! હક દાણા ॥ સેવાએ આણ્યા ॥ જયાંકા દાણા ॥ હક્ક ઉદ્યમ કર કમાના ॥ સત્યશું લાના ॥ પ્રેમશું પકાના ॥ સંન્યાસી ગ્રાસ દાણા ॥ બ્રહ્માર્પણ કરીને ખાના ॥ સ્વામી તુમકો પહુંચાયા ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

**મંત્ર-૬૨**

**धाता विश्वा वार्या दधातु प्रजाकामाय दाशुषे दुरोणे ॥**

**तस्मै देवा अमृतं सं व्ययन्तु विश्वे दवो अदितिः सजोषा ॥३॥**

**अथर्व वेद : कांड-७, सूक्त-१७, मंत्र-३.**

ભાવાર્થ : જગતનું ધારણ અને પાલન કરવાવાળો ઈશ્વર અમને પૂર્ણ રીતે વિપુલ ધન આપે. તે અમને દીર્ઘ જીવનની શક્તિ આપે. અમે એની સુમતિનું ધ્યાન કરીએ છીએ. સંતાનની ઈચ્છા કરવાવાળા દાતાને એના ઘરમાં-ગૃહસ્થના ઘરમાં રહેવા યોગ્ય બધા પદાર્થો પ્રાપ્ત થાઓ. બધા દેવો દાતાને અમરત્ત્વની પ્રાપ્તિ કરાવે, આખા જગતનો ધારક, ધન દાતા, સંપૂર્ણ વિશ્વનો ઉત્પાદક, સંસાર રૂપી ખજાનાનો રક્ષક, સર્વનો પાલક, એક પ્રકાશ સ્વરૂપ દેવ છે. તે અમને બધી જાતનું સુખ આપે, સર્વ સૂક્ષ્મથી સૂક્ષ્મ પદાર્થોનો નિર્માતા વ્યાપક દેવ ઉપાસકને ધનાદિ પદાર્થો આપે. - ૩.

---

# મંત્ર : બાસઠમો

## 卐 ભોજન તથા પ્રસાદ જમ્યા બાદ બોલવાનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

એક ઘણું દાન ॥ સહસ્ત્ર ઘણું પુણ્ય ॥ દેહતર દુનિયા ॥ સહસ્ત્ર આખરત ॥ હર હંમેશ સેવકની રક્ષા કરો ॥ વિશ્વાસ અખંડ રાખો ॥ ધર્મના માર્ગે રાખો ॥ સ્વામી ! સહાય કરો ॥ જે ભંડારથી પ્રસાદ આવે ॥ તે ભંડાર ભરપૂર કરો ॥ સ્વામી ! તમારો પ્રસાદ ॥ તમે આપ્યો ॥ સેવક જમ્યો ॥ પ્રકાશ થયો ॥ સ્વામી ! તમોને પહોંચાયા ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

**મંત્ર-૬૩**

यमो मृत्युरधमारो निर्ऋथो बभ्रुः शर्वोऽस्ता नीलशिखण्डः ।
देवजनाः सेनयात्तस्थि वांसस्ते अस्माकं परि वृञ्जन्तु वीराम् ॥१॥
त्रायध्वं नो अघविषाभ्यो वधाद्द विश्वे देवा मरुतो विश्ववेदसः ।
अग्नीषोमा वरुणः पूतदक्षा वातापर्जन्ययोः सुमतौ स्याम ॥३॥

अथर्व वेद : कांड-६,सूक्त-९३ मंत्र-१,३.

पूषेमा आशा अनुवेद सर्वाः सो अस्माँ अभयतमेन नेषत् ।
स्वस्तिदा आघृणिः सर्ववरोऽप्रयुच्छन पुर एतु प्रजानन् ॥२॥

अथर्व वेद : कांड-७,सूक्त-९ मंत्र-२.

ભાવાર્થ : બધા શૂરવીર અમારું અને અમારા બાલબચ્ચાઓનું તેમજ વીરોનું રક્ષણ કરે. - ૧.

બધા દેવો અમને પાપીઓથી બચાવે અને અમે તેમની ઉત્તમ મતિમાં રહી સારા કામો કરતા રહીએ. - ૩.

તે પોષણકર્તા દેવ સર્વનું પોષણ કરે છે. સર્વને યથાવત્ જાણે છે. તે જ અમને નિર્ભયતાના માર્ગ પર સારી રીતે અને સુરક્ષિતપણે લઈ જાય છે. તે અમારું કલ્યાણ કરનારો, સર્વને તેજ દેનારો, સર્વમાં વીરવૃત્તિ ઉત્પન્ન કરનારો, સર્વની ઉન્નતિનો માર્ગ જાણવાવાળો અને કદી પ્રમાદ ન કરનારો છે. તે અમારા સર્વનો માર્ગદર્શક બને. અર્થાત્ અમે સર્વ તેને અમારો માર્ગદર્શક માનીએ. - ૨.

# મંત્ર : તેસઠમો

**卐 વારિયજ્ઞ-મહાપૂજા પૂર્ણ થયા પછી ગત્‌ગંગા વિસર્જનનો મંત્ર. 卐**

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

સ્વામી ! તમે વાટે ઘાટે મુશ્કેલ આસાન કરો ॥ વિઘ્ન દૂર કરો ॥ શયતાન તોફાન દૂર કરો ॥ વાડી તમારી હરીભરી રાખો ॥ કમાણીમાં લાભ આપો ॥ જગત-વ્યવહારમાં લજ્જા આબરૂ રાખો ॥ તમારા નીમે-ધર્મે ॥ તમારા દશાંશ સુક્રિતે ॥ તમારી ક્રિયા આચારે ॥ તમારી ગત્‌ગંગા ઉપર મહેરબાની રાખો ॥

જંબુદ્વીપના ધણી ॥ તમે ઉપન્યા ઉંચ સ્થાન ॥ સહસ્ર દ્વીપને ભરત ખંડે કીધા મુકામ ॥ જેણે ગુર્જર ખંડમાં કીધાં ઠામ ॥ જે આવી વસ્યા પ્રેરણાપીઠ તીર્થધામ ॥ તેનું પાત્ર બ્રહ્મા સદ્‌ગુરુ શ્રી હંસતેજજી મહારાજ નામ ॥ જે કરશે અનંત કરોડ જીવોનાં કામ ॥ હે આદ્ય વિષ્ણુ નિરંજન નારાયણ ॥ સ્વામી ! તમે સેવકોની મુશ્કેલ આસાન કરો ॥ લક્ષ ચોર્યાસીના ફેરા ટાળો ॥ તેત્રીસ કરોડના મેળા આપો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥



ॐ

मंत्र-६४

अभि त्यं देवं सवितारमोण्योऽः कविक्रतुम् ।
अर्चामि सत्यसवं रत्नधामभि प्रियं मतिम् ॥१॥

अथर्व वेद : कांड-७, सूक्त-१४, मंत्र-१.

ભાવાર્થ : સંપૂર્ણ જગતનું રક્ષણ કરનારો, સર્વના ઉત્પાદક, જ્ઞાની, જગત્કર્તા, સત્યનો પ્રેરક, રમણીય પદાર્થોના ધારણકર્તા, સર્વનો પ્રિય, જેનું ધ્યાન સર્વ મનુષ્યોએ કરવું જોઈએ એવા સવિતા દેવની હું ઉપાસના કરું છું. - ૩.

---

# મંત્ર : ચોસઠમો

## 卐 ઊગતા સૂર્ય નારાયણને નમસ્કાર કરવાનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

ઊગતા સૂરજ ॥ આથમતા ભાણ ॥ નર બીજ તે શ્રી નિષ્કલંકી નારાયણ નામ ॥ તમે સત્યના પ્રેરક-ધારક રક્ષણહાર ॥ પઠંતે ગોર ગાયત્રી ॥ જપે તપે બિંબ ઉપાયા ॥ ત્યારે હે સૂર્ય દેવતા ! તમારા શરણે અમે આયા ॥ સ્વામી ! તમે નિરંજન નિરાકાર ॥ ધર્મ કારણે લીધા અવતાર ॥ એટલી પ્રાર્થના નિત્ય કરે તે સ્વર્ગે જાય ॥

॥ સદ્ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

## મંત્ર-૬૫

दिक्षु चन्द्राय समनमन्त्स आर्ध्नोत् ।
यथा दिक्षु चन्द्राय समनमन्नेवा
मह्यं संनमं सं नमस्तु ॥७॥

अथर्व वेद : कांड-४, सूक्त-३९, मंत्र-७.

ભાવાર્થ : દિશાઓમાં ચંદ્રમાનું સન્માન થાય છે, કારણ કે તેમાં શાંતિ વધી ગઈ છે. જે શાંતિના કારણે ચંદ્રમાની પ્રશંસા બધી દિશાઓમાં થાય છે, તે જ શાંતિના કારણે મારું પણ સન્માન થાય. - ૭.



# મંત્ર : પાંસઠમો

## 卐 સુદ બીજના ચંદ્ર દર્શનનો મંત્ર. 卐

**આદેશ = હરિ ૐ**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

દયા, ક્ષમા, શાંતિના વર દાતાર ॥ હું છું અરજ કરનાર સેવક ॥ આજ હો ચંદ્રમા ગુરુ ॥ તમે સતિયાંનાં સત રાખજો ॥ અમારા કરગર્યા કાને ધરો ॥ સમર્યા સહાય કરો ॥ કર્યા અપરાધ ક્ષમા કરો ॥ બીજા અપરાધ ના કરાવશો ॥

ઝાંખા, મેઘા, કિન્નર ॥ તેત્રીસ કોટિ દેવોના મેળા આપો ॥ અનંત કરોડ દેવોની સંગતમાં રાખો ॥ લખ ચોર્યાસીના ફેરા ટાળો ॥

॥ સદ્‌ગુરુ હંસતેજજી મહારાજ ॥

॥ ૐ શ્રી નિષ્કલંકી (કલ્કિ) નારાયણને નમો નમઃ ॥

• • •

ॐ

## મંત્ર-૬૬

### (સંગઠન મહાયજ્ઞ)

**सं सं स्त्रवन्तु सिन्धवः स वाताः सं पतत्रिणः ।**
**इमं यज्ञं प्रदिवो मे जुषन्तां संस्त्राव्येण हविषा जुहोमि ॥१॥**

अथर्व वेद : कांड-१, सूक्त-१५, मंत्र-१.

**इहैव हवमा यात म इह संस्त्रावणा उतेमं वर्धयता गिरः ।**
**इहैतु सर्वो यः पशुरस्मिन् तिष्ठतु या रयिः ॥२॥**

अथर्व वेद : कांड-१, सूक्त-१५, मंत्र-२

ભાવાર્થ : જે પ્રકારે સેંકડો અને હજારો નાના પ્રવાહો ભેગા મળી, ભેદભાવ છોડી, એક રૂપ બની, એક દિશામાં વહે છે ત્યારે નદી બને છે. ઘણી નદીઓ ભેગા મળતાં મહાનદી બને છે. તેના ધસમસતા પ્રચંડ પ્રવાહમાં મહાન શક્તિ પ્રગટ થાય છે. જે પ્રકારે સંગઠિત વાયુ વેગથી વહે છે ત્યારે પ્રચંડ શક્તિનાં દર્શન થાય છે. જે પ્રકારે સેંકડો અને હજારો નાનાં પક્ષીઓ સંગઠિત થઈને ઉડે છે ત્યારે તેને કોઈનો ડર રહેતો નથી.

તે જ પ્રકારે, ઉત્તમ જ્ઞાની મનુષ્યોએ યજ્ઞ દ્વારા સમાજનું સંગઠન કરવું જોઈએ. - ૧.

સર્વે જનો અહીં યજ્ઞમાં (એક મન, એક સંકલ્પથી) આવો, અને હે, સંગઠન કરનારા જ્ઞાનીજનો ! ઐક્ય ભાવ વધારનારી તમારી ઉત્તમ વાણીથી, આ સંગઠન મહાયજ્ઞનો પ્રસાર કરો કે જેથી મનુષ્યમાં રહેલો પશુ ભાવ દૂર થાય અને મનુષ્યત્ત્વનો ભાવ વધે, તેમ જ મનુષ્યમાં ધર્મયુક્ત સંપત્તિનું રક્ષણ થાય. - ૨.

# મંત્ર : છાસઠમો

## 卐 દશાવતાર હરિ અંશ ગાયત્રી મોટીનો મંત્ર. 卐

આદેશ = હરિ ૐ

**ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥**

ૐ પરમ કૃપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરું છું.

ૐ નમો શ્રી સદ્‌ગુરુ પાત્ર બ્રહ્મા ઈંદ્ર હંસતેજજી મહારાજ, આદ્ય વિષ્ણુ, નિરંજન નિષ્કલંકી (કલ્કિ) નારાયણ તમારી આશિષે...

પ્રથમ પરમેશ્વરા ॥ પ્રવાદે જળ સાગરા ॥ સેવાને કારણે હેત રચંતે ॥ ધરતી ઉપર પાએ ન દ્વૈત ॥ સદા સર્વે પ્રલયે ગતમ્ ॥ પ્રથમ નીલ વર્ણ તે ધૂંધૂકાર ॥ ત્યારે સ્વામી આદ્ય નિરંજન નિરાકાર ॥ ત્યાં કવન ચેન પરિવર્તતે ॥ દિવ્ય દેહી તે આદ્ય પુરુષ નારાયણ ॥ આપ મને આપ ધ્યાન કર્તવ્યમ્ હો સ્વામીજી ॥

તદા દિવ્ય તેજ નિર્વાણ આપ હસ્તકે ॥ તદા નિરંજન તે નિરાકાર ॥ ત્યાં નીલ વર્ણ તે ધૂંધૂકાર ॥ ત્યારે નહિ સાદ ॥ નહિ શબ્દ ॥ નહિ ઉનાદ ॥ નહિ ૐ કાર ॥ નહિ ઉત્પત્ત ॥ નહિ રેવત ॥ નહિ રચના ॥ નહિ પવન ॥ નહિ પાણી ॥ નહિ ખાણી ॥ નહિ વાણી ॥ નહિ વેદ ॥ નહિ ભેદ ॥ નહિ જળ ॥ નહિ કમળ ॥ નહિ હમળ ॥ નહિ વમળ ॥ નહિ પર્વત ॥ નહિ પાષાણ ॥ નહિ નદીઓ ॥ નહિ નવાણ ॥ નહિ સમુદ્ર ॥ નહિ સાગર ॥ નહિ ગિરિવર ॥ નહિ કૈલાસ ॥ નહિ મેરુ ॥

ૐ ૐ

નહિ મેખલા ॥ નહિ સ્વર્ગ ॥ નહિ નરક ॥ નહિ મૃત્યુ ॥ નહિ પાતાળ ॥ નહિ ધરતી ॥ નહિ આકાશ ॥ નહિ ચંદ્ર ॥ નહિ સૂર્ય ॥ નહિ તારા ॥ નહિ ધ્રુવ ॥ નહિ મેઘ ॥ નહિ મંડળ ॥ નહિ રેણી ॥ નહિ દિવસ ॥ નહિ સૂન ॥ નહિ પોકાર ॥ નહિ જરણ ॥ નહિ મરણ ॥ નહિ સૃષ્ટિ ॥ નહિ સંયોગ ॥ નહિ ભાવ ॥ નહિ ભયંકાર ॥ નહિ રૂપ ॥ નહિ રેખા ॥ નહિ રાગ ॥ નહિ ભાષા ॥ નહિ દમ ॥ નહિ કદમ ॥ નહિ રીત ॥ નહિ કરીત ॥ નહિ યોગ ॥ નહિ યુક્તિ ॥ નહિ શક્તિ ॥ નહિ ભક્તિ ॥ નહિ મોહ ॥ નહિ માયા ॥ નહિ કામ ॥ નહિ કાયા ॥ ત્યારે ભાવ ભેદ કાંઈ નહોતા ॥

તદા આદ્ય નિરંજનને કઈ પેરે સૃષ્ટિ નીપાઈ, હો સ્વામીજી ॥ પ્રથમ નીલ વર્ણ ધૂંધૂકાર ॥ ધૂંધૂકાર મધ્યે ૐ કાર ॥ ૐ કારથી હેત ધરિયા ॥ હેત થકી નીર ઝરીયા ॥ નીર થકી ખીર કરીયા ॥ ખીર થકી ફીણ ઉપાયા ॥ ફીણ માંહેથી ઇંડ નીપાયા ॥ ઇંડ થકી રચંતે સર્વ રચના ॥ ઇંડ છેદીને ત્રણ ભુવન સર્જ્યાં, હો સ્વામીજી ॥

પ્રથમ પાંચ યુગ તો જમીનની જડ બાંધતાં ॥ પાંચ યુગ તો પિયાલ થોભંતાં ॥ પાંચ યુગ તો ગઢ મેરુ ઊઠંતાં ॥ પાંચ યુગ તો બ્રહ્માંડ જડંતાં ॥ આઠ યુગ તો ગીતા ગાયત્રી ઓચરંતાં ॥ નવ યુગ તો નીર નવાણ ભરંતાં ॥ બાર યુગ તો રૂઢ માળા ફેરવંતાં ॥ વીસ યુગ તો વિભુ વનસ્પતિ વસંતાં ॥ ત્રણ યુગ તો ત્રિભુવન ત્રિશૂળ ધરંતાં ॥ એક યુગ તો ૐ કાર બોલી ભણંતાં ॥ એવા તોતેર યુગ તો વહી ગયા સ્વામીજીને અટકળ કરંતાં ॥

તદા અગમ અગોચર આદ્ય બ્રહ્મા, નર નારાયણ, દેવ મહેશ્વર ॥ એ ત્રણે દેવની જે કોઈ પૂજા કરે ॥ તેના આવાગમનના ફેરા ટળે ॥

તદા સ્વામીજીએ પહેલા રોપ્યા સત્ય ॥ સત્ય ઉપર દત્ત ॥ દત્ત ઉપર ક્ષમા ॥ ક્ષમા ઉપર ગજા ॥ ગજા ઉપર નીલ ॥ નીલ ઉપર શેષનાગ ॥ શેષનાગના શિર ઉપર ધબળા ધોરી ॥ ધબળા ધોરીના શીંગ ઉપર એક રાઈ ॥ એટલા ઉપર યત્ન કરી સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ ॥ જે કરણ કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી સ્વામીજીએ રૂપ ધર્યાં ॥ તે રૂપને ઓળખીને આજ કરો કમાઈ ॥

પ્રથમ નામ તો નીલ ॥ અનીલ ॥ સૂન ॥ શાન ॥ નાન ॥ જ્ઞાન ॥ મેયાન ॥ તેજ ॥ જળ ॥ કમળ ॥ કદમ ॥ આદ બુંદ ॥ નાદ બુંદ ॥ ગજ તત્ત્વ ॥ પ્રેમ તત્ત્વ ॥ આદ્ય પુરુષ ॥ આદ્ય પુરુષથી ૐ કાર ॥ ૐ કારથી ચારે વેદ પ્રકાશ ॥ આદ્ય પુરુષથી નાભિ ચક્ર ॥ નાભિ ચક્રથી ભયે આદ્ય બ્રહ્મા ॥ આદ્ય બ્રહ્માથી સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ ॥ જે ચાર કલ્પના અવતાર પાત્ર સાંભળો ઋષિવર ભાઈ ॥ જ્યાં થકી બ્રહ્મા-વિષ્ણુએ અવતાર લીધા ॥ તે અવતારને ઓળખીને આજ કરો કમાઈ ॥

પ્રથમ નામ તો ૐ કાર ॥ ઉનાદ ॥ અવિગત્ય ॥ અહેદ ॥ હવ ॥ કવ ॥ તત્ત્વ ॥ ધર્મ ॥ તેજ ॥ કેવલિક ॥ નાદ ॥ ઓત્રા ॥ હરિતખ્ત ॥ પુરૂરવા ॥ અતીતવંશી ॥ પ્રેમ ઋષિ ॥ પ્રેમ ઋષિના અંશ તો શ્રી મત્સ્ય ભગવાન ॥

શ્રી મત્સ્ય ભગવાનની માતા તો શંખાવતી ॥ પિતા તો પ્રેમ (પરમ) ઋષિ, શક્તિ તો દેવી ચંદ્રિકા ॥ ગોર તો માનધાતા ॥ દૈત્ય દાનવ તો શંખાસુર ॥ સ્થાન તો હંસપુર ॥ ક્ષેત્ર તો દ્વારામતી ॥ ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તંતે ॥ ઓચરંતે ગાયત્રી ॥ સાત વાર ॥ સત્તાવીસ નક્ષત્ર ॥ પંદર તિથિ ॥ બાર કરણ ॥ નવ ગ્રહ ॥ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા ॥ સ્વામી, ઋષિઓને સ્થાપી ॥ શંખાસુર દાનવને સંહારી ॥ સાતે પાતાળના રાજાઓને વચન આપી ॥ સદ્‌ગોર બ્રહ્માના વેદ વાળી ॥ સવા કરોડ સહ રૂખ્માગદ ભક્તને ઓધારી ॥ ચાર પહોર અને દશ ઘડી ॥ માતા વસુંધરાને વરવાનો કોલ આપી ॥ તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારિ ॥ જે કોઈ ચિત્ત હરિશું લાએ ॥ તેનાં ધર્મ વધે તે પાપનો ક્ષય થાય ॥ નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને ॥ જે રૂપે સદ્‌ગોર બ્રહ્મા ॥ નર નારાયણ હોય ॥ તે રૂપને ધ્યાવીએ ॥

અવતાર પહેલો શ્રી મત્સ્ય ભગવાનનો ॥ ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે ॥ **અવતાર પહેલો શ્રી મત્સ્ય ભગવાનનો સંપૂર્ણ ॥**

શ્રી મત્સ્ય ભગવાનના મનાઈત ॥ ઉગ્રસેન ॥ અજુવંત ॥ બ્રેહસ્પત ॥ અશોમિત્ર ॥ પ્રિકમ ઋષિ ॥ અંશ તો શ્રી કૂર્મ ભગવાન ॥

શ્રી કૂર્મ ભગવાનની માતા તો કમળાવતી ॥ પિતા તો પ્રિકમ

ઋષિ ॥ શક્તિ તો દેવી બેચરા ॥ ગોર તો એકાઅંકી ॥ દૈત્ય દાનવ તો મધુકૈટભ ॥ સ્થાન તો મહાપુર ॥ ક્ષેત્ર તો માનસરોવર ॥ ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તતે ॥ ઓચરંતે ગાયત્રી ॥ સાત વાર ॥ સત્તાવીસ નક્ષત્ર ॥ પંદર તિથિને બાર કરણ ॥ નવ ગ્રહ ॥ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા ॥ સ્વામી, ઋષિયોને સ્થાપી ॥ મધુકૈટભ દાનવને સંહારી ॥ ચૌદ રત્નને વાળી ॥ સવા કરોડ સહ રાજા અંબરીષ ભક્તને ઓધારી॥ તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારિ ॥ જે કોઈ ચિત્ત હરિશું લાએ ॥ તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય ॥ નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને ॥ જેણે રૂપે ગોર બ્રહ્મા ॥ નર નારાયણ હોય ॥ તે રૂપને ધ્યાવીએ ॥

અવતાર બીજો શ્રી કૂર્મ ભગવાનનો ॥ ચાર લાખ ને બત્રીસ હજાર (૪૩૨૦૦૦) વર્ષ વર્તતે ॥ **અવતાર બીજો શ્રી કૂર્મ ભગવાનનો સંપૂર્ણ ॥**

શ્રી કૂર્મ ભગવાનના વસરત ॥ દકાઈત ॥ કાત્યાયન ॥ પરજાઈત ॥ દાઢમ ઋષિ ॥ અંશ તો શ્રી વરાહ ભગવાન ॥

શ્રી વરાહ ભગવાનની માતા તો પદ્માવતી ॥ પિતા તો દાઢમ ઋષિ ॥ શક્તિ તો દેવી સોમૈયા ॥ ગોર તો અંકેશ્વર ॥ દૈત્ય દાનવ તો મયુરધ્વજ ॥ સ્થાન તો માયાપુર (મહિકાપુર) ॥ ક્ષેત્ર તો ભૈકાસુર ॥ ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તતે ॥ ઓચરંતે ગાયત્રી ॥ સાત વાર ॥ સત્તાવીસ નક્ષત્ર ॥ પંદર તિથિ ને બાર કરણ ॥ નવ ગ્રહ ॥ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા ॥ સ્વામી, ઋષિઓને સ્થાપી ॥ મયુરધ્વજ દૈત્યને સંહારી ॥ સવા કરોડ સહ રાજા ધ્રુવ

ભક્તને ઓધારી ॥ તમે ભલે અવતર્યા ॥ યુગે યુગે દેવ મોરારિ ॥ જે કોઈ ચિત્ત હરિશું લાયે ॥ તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય ॥ નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને ॥ જે રૂપે સદ્‌ગોર બ્રહ્મા ॥ નર નારાયણ હોય ॥ તે રૂપને ધ્યાવીએ ॥

અવતાર ત્રીજો શ્રી વરાહ ભગવાનનો ॥ ચાર લાખ બત્રીસ હજાર (૪,૩૨,૦૦૦) વર્ષ વર્તંતે ॥ **અવતાર ત્રીજો શ્રી વરાહ ભગવાનનો સંપૂર્ણ ॥**

શ્રી વરાહ ભગવાનના દેહેર ॥ રૂપક ॥ કેશવ ॥ નસખલિપત્ય ॥ ગૌતમ ॥ અમરિષ ॥ અંશ તો શ્રી નરસિંહ ભગવાન ॥

શ્રી નરસિંહ ભગવાનની માતા તો ચંદ્રાવલી ॥ પિતા તો અમરિષ ॥ શક્તિ તો દેવી તુળજા ભવાની ॥ ગોર તો અમરતેજ ॥ દૈત્ય દાનવ તો હિરણ્યકશ્યપુ ॥ સ્થાન તો કાશ્મીર ॥ ક્ષેત્ર તો ચરણાપુરી ॥ ત્યારે વેદ તો ઋગ્વેદ વર્તંતે ॥ ઓચરંતે ગાયત્રી ॥ સાત વાર ॥ સત્તાવીશ નક્ષત્ર ॥ પંદર તિથિ ને બાર કરણ ॥ નવ ગ્રહ ॥ સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા ॥ સ્વામી, ઋષિયોને સ્થાપી ॥ હિરણ્યકશ્યપુ દાનવને સંહારી ॥ સવા કરોડ સહ રાજા પ્રહ્‌લાદ ભક્તને ઓધારી ॥ પાંચ કરોડનાં ભરણ ભરાવી ॥ તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારિ ॥ જે કોઈ ચિત્ત હરિશું લાયે ॥ તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય ॥ નમો નમો પરબ્રહ્મ નારાયણના નામને ॥ જે રૂપે સદ્‌ગોર બ્રહ્મા ॥ નર નારાયણ હોય ॥ તે રૂપને ધ્યાવીએ ॥

